# મુક્તિના સિપાઈઓનો ગ્રંથ.

## THE INDIAN VILLAGE SALVATION SOLDIER




" હે ધણી મારા પરમેશ્વર, હું કરૂં તારૂં કામ;
ફેલાવું આખા જગતપર, તારૂં પવીત્ર નામ. "

કીમ્મત ૧ આનો.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ગુજરાત પ્રાંતનું મુખ્ય થાણું—મુક્તિ ફોજ અમદાવાદ.

અમદાવાદ—" સમશેર બાહાદુર " છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૫૦ સન ૧૮૯૪

# મુક્તિના

# સિપાઇઓનો ગ્રંથ.

**THE INDIAN VILLAGE**

**SALVATION SOLDIER**




" હે ધણી મારા પરમેશ્વર, હું કરૂં તારૂં કામ;
ફેલાવું આખા જગતપર, તારૂં પવીત્ર નામ."

---

કીંમત ૧ આનો.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ગુજરાત પ્રાંતનું મુખ્ય થાણું—મુકિત ફોજ અમદાવાદ.

અમદાવાદ—" સમશેર બાહાદુર " છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪

# આરંભથી કેહેવું.

*Preface.*

---

ખરા સિપાઈએ શું શું કરતું જોઇએ એ બધી વાત તો કોઈપણ માણસથી નહીં લખાય; તેતો પવિત્ર આત્મા એક એક માણસના મનમાં રહીને બતાવી શકશે, ને લખેલી વાત શીવાય બીજી બહુ વાત બતાવશે. ખરૂં જ શાસ્ત્ર **બૈબલ** છે સાચું તથા સંપુરણ, પણ સઘળા સિપાઇઓને વાસ્તે જે સહુથી જરૂરની વાતો છે તેઓ આ સિપાઇઓનો નાનો ગ્રંથમાં છે. ગ્રંથ હરેક સિપાઇએ પોતાને વાસ્તે વેચાતો રાખીને શીખવો જોઈએ.

"જો આપણે અજવાળામા ચાલીએ" (એટલે જે બધી વાતો પવીત્ર આત્મા આપણા મનમાં બતાવે છે તેઓમાં ચાલીએ) "તો + + + + ઈસુનું લોહી આપણને શુદ્ધ કરશે" (યોહાનનું પહેલું પત્ર, અધ્યાય બીજો ને ૭મી કલમ.)

# વિષયો.



# CONTENTS.

# મુક્તિનો માર્ગ.

*The Way of Salvation (for Sinners.)*

## ( શત શાસ્ત્રમાંથી. )

પ્રથમ માણુસો પવિત્ર હાલતમાં પેદા થયાં હતાં, પણ પછી આજ્ઞાભંગના કારણથી તેમનું સુખ તથા પવિત્રતા જતો રહી ને તેઓ પાપમાં પડ્યાં તેથો સઘળાં માણુસ પાપની હાલતમાં છે, ને બીલકુલ ભ્રષ્ટ થવાના કારણથી ઇશ્વરનો ક્રોધ તેમના ઉપર આવ્યો છે.

પણ પ્રભુ **ઈસુખ્રિસ્ત**, જેમાં દેવનો તથા માણુસનો સ્વભાવ બરોબર મળે છે એ માટે ખરો અને બરોબર દેવ છતાં તે પણ ખચિત માણુસ છે, તે દુઃખ તથા મરણ સહીને આખા જગતને કાજ પ્રાયશ્ચીત થયો ને પછી પરમેશ્વર છતાં તે સજીવન થઇને સ્વર્ગમાં ગયો છે. દરેક માણુસ જે પાપને લાધે પશ્ચાતાપ કરીને ઇસુખ્રિસ્તપર વિશ્વાસ રાખે તે પવિત્ર આત્માથી મુકિત પામી શકે છે.

જેને મુક્તિ મળી છે તે મરણ પછી સ્વર્ગમાં જશે ને સદાકાળ સુધી સુખમાં રહેશે.

જેને મુક્તિ મળી નથી અને પાપનો પસ્તાવો કર્યા વગર મરણ પામે છે, તે નરકમાં જાય છે ને સદાકાળ સુધી દુઃખમાં રહેછે, એ માટે બધા લોક જલદી મુક્તિ પામી લ્યો.



# પલટણની ગોઠવણ વિષે.

*Local Officers' Responsibilities.*

## ગામના મુકરર હોદેદારો.

પહેલાં સિપાઈઓમાંથી એક આગેવાન થવા લાયક માણસ જોઇએ છીએ. તે એવો જોઇએ કે બીજાં બધાંને સાવચેત તથા હુંશિઆર રાખે તે તો "**સભાદાર**" કહેવાશે એટલે તે તેજ કામને વાસ્તે જવાબદારી છે; જ્યારે અમલદારો નથી ત્યારે તેને પોતાને સભા ચલાવવી પડશે. પણ જ્યારે અમલદાર હોય તથા કોઈ વખત મોટી સભા હોય ત્યારે તેને માથે ફરજ છે કે સભામાં બધાંને બરાબર નિયમ પ્રમાણે બેસાડે અને કોઈને પણ સભામાં ઉભાં રહેવા ના દેવાં તથા વાત પણ ના કરવા દેવી. એક બાજુએ છોકરાંને પણ જુદાં છાનાં માનાં બેસાડવાં જોઇએ. આ સભાદારના હાથ નિચે બધા જમાદારો તથા સિપાઈઓ થશે. આ સભાદારે બધાંને પોત પોતાની ફરજ પ્રમાણે ચલાવવીને સઉને આત્મીક રાખવાં જોઈએ. તેનો હોદો સુબેદારનો છે. તેણે તો કપતાનના બધા કામમાં બરાબર મદદ કરવી જોઈએ, ને તેના ગામને બધી રીતે બરાબર પલટણની માફક બનાવવું જોઇએ. તેને વાસ્તે એક "પલટણદાર" કહેવાથલી ચોપડીછે તેમાંથી બધી વાતોવાંચીને તેજરીતે પલટણને બરાબર ચલાવવી.

પછી એક બીજો ભરોંસાદાર માણસ જોઇએ છીએ તે તો "**મતાદાર**" કહેવાસે. તે ખજાનચીનું કામ કરશે. તે બધા પઈસા લઇને સંભાળે.તેને માથે બધા સામાનનીજવાબદારીછે. પલટણોનો સામાન પણ તેણે બરાબર સંભાળવો, તેને જમાદારનો હોદ્દો આપવામાં આવશે; જયારે સભાદાર ન હોય ત્યારે તેનું કામ મતાદારે પોતે કરવું. પછી ભણેલો માણસ જોઇએ છીએ તે જો પુરૂશ ન હોય સ્ત્રી અથવા છોકરો પણ ચાલશે, પણ તે લાયક અને હુંશીઆર જોઈએ કે તે કામ કરી સકે. તે "**તલાટી**" કહેવાશે. તેને લખવાનું કામ કરવું પડશે એટલે મુકિત પામેલાનું પત્રક લખી રાખે; હીસાબ કરે, કારટુસની ચોપડી રાખે; વસ્તીનું જનમ મરણનું પત્રક લખવું, અને રીપોર્ટ કરવા વગરે,

અમલદારને વાંચતાં જો ન આવડતું હોય અથવા અમલદાર હાજર ન હોય તો તલાટીએ સભાની અંદર શાસ્ત્ર વાંચવું ને કોઈ કોઈ વખત જંગીપોકાર અથવા આ સિપાઇઓનો ગ્રંથ વાંચી સંભળાવી; તેમજ વખત મળે બીજા માણસોને ભણતાં શીખાડવું, તેનો હોદો જમાદારનો રાખવામાં આવશે.

આગેવાન થવા હુંશીઆર તથા લાયક એક બાયડી જોઇએ કે તે "**જમાદારેણ**" કહેવાશે તેણે બધી સ્ત્રીઓને સભાની અંદર બોલાવીને બરાબર શફાઈથી બેસાડવી ને સંભાળવી અને સભાની અંદરે બરાબર ચાલતાં શીખાડવું. તેની સાથે મદદ ને માટે બીજી "જમાદારેણ" જોઇએ છે જો તે ફકત છોડી હોય તો પણ ચાલશે.ગીત ગાવામાં તથા ગવડાવવામાં હુશીયાર તથા શારા રાગ વાળી જોઇએ.

એક હુશીયારને ચાલાક છોકરો જોઇએ છે તે નાના સિપાઇઓનો ઉપરી "**સરદાર**" કહેવાશે. તે મોટા સિપાઈઓની માફક પોતાના નાના સિપાઈઓને સીખવે ને બરાબર સંભાળે ને ચલાવે. તેનો પણ એક મદદગાર છોકરો જોઈએ; આ બેમાંથી એકતો હુશીયાર ગીત ગાનાર હોવો જોઈએ.

એક એક પલટણમાં વીશ પચીશ ઘરનું એક એક ફળીયું હોવું જોઇએ. એક એક ફળીયાનું નામ ઘરપર લખવું.

એક એક "ફળીયા" ને માટે એકેક "**ફળીયાદાર**" જોઇએ. તેઓ સભાદારના હાથ નીચે રહેશે, તેણે વીશેશ કરીને પોતાના ફળીયાના લોકોને સભામાં લાવવા તથા બરાબર ચલાવવામાં સભાદારને મદદ કરવી. પોતાના લોકોમાં ઉઘરાણી કરવી, સભામાં બોલાવવા, અને પોતાના ફળીયામાં સભા તથા પ્રારથની કરી બધાને આત્મીક

કરવા, તેનો ઓધો **જમાદાર** રાખવામાં આવશે. કોઈ ફળીયાદાર હાજર ન હોય તો જે માણસને કપતાન અથવા સુબેદાર બોલાવે તે માણસ ફળીયાદારનું કામ કરે અથવા જે કપતાન કહે તે એકદમ આ નાકાની વગર કરવું જોઈએ.

ફોજને માટે બીજા ત્રણ માણસો જોઈએછે, એટલે "**મશાલદાર**" "**ઢોલદાર**" તથા "**ધજાદાર**"નું કામ તેમને સોંપવામાં આવશે ને તેઓનો હોદો હવાલદાર રાખવામાં આવશે

જો આ ઉપર લખેલાં બધાં માણસો ન મળી સકે તો એકેક માણસને બબે ત્રણ ત્રણ કામની જવાબદારી સોંપવામાં આવશે, પણ જો બધાં મળે તો વધારે સારૂ, કારણ કે સઉને માથે એકેક કામની જવાબદારી રહે; ને કામ સારૂ થઈ શકે.

પોતાની પલટણનું ગોઠવણ પત્રક એટલે બધા ઓધેદારોના નામ, તથા કામ પલટણની મોટી કારકુનની ચોપડીમાં લખેલું જોઈએ તે દરેકે વાંચવું.

દર છ મહીને પલટણની ગોઠવણ પત્રક ફરી લખાશે તેની અંદર પણ ફળીયાના નામ, બહાર પલટણના નામ, અને જે બીજા ગામોમાં કોઈ વખત જવાય છે તેઓનાં નામ પણ લખ્યાં છે.

---

## બહાર પલટણો વીશે.

### *Circle Outposts.*

બાહાર પલટણો એ છે કે જે ગામમાં સભા નીયમો પ્રમાણે ચાલે છે, પલટણનો અમલદાર દર અઠવાડીએ એક વખત આવે છે, અને સઘળુ કામ ચલાવવાને વાસ્તે પલટણની માફક એક શભાદાર ઠરાવેલોછે. ને ફળીયાદાર મતાદાર વીગેરે જોઇતા હોય તો તે પણ થાય. બની શકે ત્યાં સુધી પલટણની માફક કરવું જોઈએ.

સિપાઈઓએ વીસેશ કરીને રવીવારને દીવશે ગામે ગામ જવુ. સવારે મુખ્ય પલટણમાં બહાર ગામના સિપાઇઓએ આવવુ. અને બપોર પછી મુખ્ય પલટણના સિપાઓએ બહાર પલટણમાં યુધ્ધ કરવા જવું.




બહાર પલટણમાં સિપાઇઓ જાય છે.

## શભાની જગ્યા.

*Meeting Places.*

મંદીર ન હોય તો સભાને વાસ્તે એક જગા ઠરાવવી જોઇએ ને સિપાઇઓ જો તે જગ્યા ને પરમેસ્વરને અરપણ કરે તો વાડ અથવા ભીંત બાંધી બંદોબસ્ત કરવો જોઈએ.

## પલટણમાં જે સામાનહોવો જોઇએ

*Corps Necessaries.*

સિપાઇઓએ ઉઘરાણી કરીને સામાન વેચા તો રાખવો, અને પોતાની પલટણને વાસ્તે મતાદારના હાથમાં સોંપવો:—

અમલદારને વાસ્તે ખાવાનું.
અમલદારને વાસ્તે લુગડાં.
ભાડું તથા મંદીરને શમા કરવાનુ ખરચ
શામાન રાખવાની પેટી.
ઢોલ, વાજીંત્રને ધજા,
મશાલ, બતીઓ, ને ગ્યાસલેટ,
શાસ્ત્ર (નવો તથા જુનો કરાર.)
સિપાઇઓનાં પત્રક,
રીપોટની ચોપડી.
વસ્તીનું જન્મ તથા મરણ પત્રક.
મહીને મહીનેનાજંગીપોકાર
મુક્તિના સિપાઈઓનો ગ્રંથ
અમલદારના ઘરને વાસ્તે ખાટલો.
પોતાના હોદેદારના હોદાનો સૈન્યાવેશ
મંદીર બંધાવવું.
પલટણને વાસ્તે એક દાટવાની જગ્યા રાખવી.

**પલટણનો મતાદાર** જવાબદાર છે કે પલટણનો સામાન સંભાળે, કે તે ઠીક ને શાફ રહે. ને કોઇ પણ માણુસ તાલુકદારની ચીઠી વગર લેઇ જઇ સકે નહીં.

મંદીર શારી રીતે લીંપાવી સાફ રાખવું.

પલટણનો બધો શામાન પલટણની ટીપમાં લખીને પલટણની મોટી ચોપડીમાં ગોઠવણ પત્રકની સાથે ચોટાડેલો હોવો જોઈએ.

## ધજા વીશે.

*Kinds of Flags.*

તાલુકાની ધજા મોટી ચોરસ હોય છે.

પલટણની ધજા ચોરસ છે.

બહાર પલટણની ધજાતો ત્રીખુણાના આકારની હોય છે.

ફળીઆની ધજા નાની ને એકજ લાલ રંગની હોય છે.

## સૈન્યા વેશ તથા ફીતો વીશે.

*Uniformand Badges.*

સુબેદારને ચાર રીત પેહેરવી. જમાદારને ત્રણ રીત પેહેરવી, અને હવાલદારને બે રીત પેહેરવી.

હોદેદારો તથા સીપાઈઓ બધાએ લાલ સેન્યા વેષ પેહેરવો જોઈએ,

સૈન્યાવેશ, વાજીંત્ર, ચોપડીઓ તથા ધજા મુખ્ય થાણામાં વેચાતું મલસે.

## શભાઓનો બંદોબસ્ત.

*Arrangements in Meetings.*

એને વાસ્તે **સભાદાર** જવાબદાર છે. સભાની અંદર ધજા તથા જે વાજીંત્ર હોય તે હમેશ હાજર રાખવી જોઈએ.

જ્યારે બાહાર સભા હોય ત્યારે ખાટલો હોવો જોઇએ.

રાત્રે સભામાં લાકડીની ઉપર મુકેલી મશાલો વાપરવી ને બતી નીચે રાખવી નહીં.

કોઈપણ માણુસને સભામાં ઉભા રહેવાનો હુકમ નથી ગમે તો મોટો પુરૂષ હોય અગર સ્ત્રી અગર છોકરો હોય અથવા ઉંચી જાત હોય તોપણ બેસવું અથવા ત્યાંથી જવા રહેવું.

વાજીંત્રવાળાઓએ સભાની આગળ બેસવું.

બધાએ સાંભળવાને વાસ્તે પાસેજ બેસવું.

ધરમની સભાને બગાડવી નહીં. એ પણ સરકારી હુકમ છે.

બધાં છોકરાંઓને એક ટોળી કરીને એક બાજુ બેસાડવા, પણ સભાની વચમાં નહીં.

(છોકરાંને વાસ્તેજ જુદી સભા પણ થવી જોઇએ.)

બાયડીઓએ પણ એકજ ટોળી થઈને બેસવું જોઈએ.

ફળીયાદારે પોતાના ફળીયાની ટોળી સાથે બેસવું.

વીશેષ કરીને જ્યારે મોટી સભા થાય છે ત્યારે દરેક ફળીયાદારે પોતાનીધજા પોતાનીસાથે રાખવી

દરેક **રવીવારે** તથા દરેક **મોટી સભામાં ઉઘરાણી** કરવી જોઈએ.

# સિપાઇઓની ચાળીસ ફરજો.

*The Soldier's Forty ( main ) Duties.*

**બધાએ શીખવી જોઇએ.**

" મુક્તિ મુક્તિ શું કરે " એ રાગ.

સિપાઇએ શું શું કરવું । તે તો હાલ સાંભળો
મુક્તિ મળી છે.

પહેલી ખાત્રી પામવી કે । નવો જન્મ થયો
મરણ સુધી યુદ્ધ કરવું । તેના રાજને કાજ
દસમો ભાગ તો આપવો । પોતાની આવકથી
ધરમને લીધે તેથી । થોડું નહીં અપાય
ઈસુને તો આપવું । બ્રામણ તુરીને નહીં
વેચાતું મંગાવવું । પલટણનું વાજીંતર
ખાસ્તેક બતી જોયે । ધજા તથા ઢોલ
શાસ્ત્ર તે પણ જોયે । ને જગો પોકારો
સિપાઇઓનો સંપ રાખી । પાળવા બધી વત
અમલદારને ભુખે । રહેવા દેવા નહીં
એક એક મદદ કરશે । તો ભારે નહીં લાગશે
દેવને જે નહીં આપશે । તે ભ્રષ્ટ થઈ જશે
જે વધારે આપે । તેને પ્રભુ આપશે
મંદીરને બંધાવવું । એક સંપે થઇને
ખુશીથી જે આપશે । તેને પ્રભુ આપશે
સભામાં તો જવું । મદદ કરવાને
પ્રારથના કરવી, શાક્ષી આપવી । ગીત પણ
ગાવું રે.

જે કાંઇ કરવાથી । પાપીઓ બચી જાય
એમ કરવાથી પોતાને । આસીરવાદ મળસે
બીજા ગામમાં જવું । રાજ ફેલાવાને
વીશરામવાર પણ પાળવો । દેવનો હુકમ છે
ધંધાને બદલે ત્યારે । કરવી ખુબ લડાઇ
અમલદારને માનવો । ખુશીથી યુદ્ધમાં
સવારે બપોરે સાંજે । પ્રારથના તો કરવી
ગુપ્ત પ્રારથના કરવી । વારંવાર હમેશ
સૈન્યાવેશ પેહેરીને । જગને જીતીયે
ઉમેદવારો કાહાડવા । પોતાના કુટંબથી
પત્રકમાં લખાવું । જનમને મરણ
છોકરાંને પણ અરપણ । કરવાં ઇસુને
લગન કરવું હોય ત્યારે । ખ્રીસ્તી રીતે થાય
મરણ જ્યારે થાય ત્યારે । મુક્તિફોજ ડાટે
ઘરમાં કાઇને વીરૂધ । ચાલવા નહીં દેવાં
છોકરાં ઇસુને લીધે । મોટાં તો કરવાં
પહેલાં ઇસુને પછી । સરકારને માનવો.

ભણવા સીખવું નીસાળ કાહાડવી । શાસ્ત્ર
વાંચવાને
દેવું ને તો વાળવું । મેહનત કરીને
તો પણ અરપણ થવું । જ્યારે ઈસુ બોલાવે
કારણ કે પ્રભુનું । દેવું મોટું છે
ખુશીથી સતાવણી । દેવ કાજે શેહવી
દુઃખમાં કોઈ હોય ત્યારે । આપવો દીલાસો
વેરીઓને માફી આપવી । ખરા મનમાંથી
ભાઇઓમાં તકરાર હોય । તો ખુલાસો કરાય
સરકારમાં દાવો એતો । બહુ ખોટું દેખાય
લુગડાને, શરીરને । અને ઘરને રાખવાં સાફ
ઠગાઇ કે ગાળક ખરાબ । ભાશણ નહીં વપરાય
અમથો દોષ નહીં મુકવો । કોઇ માણસપર
સ્ત્રી પુરૂષ સબંધી । વીચારમાં સાફ રહેવું
દારૂ, અફીણ, મુડદાલ । તેતો ના વપરાય
તંબાકુ કે બીજી । વ્યસની ચીજો નહીં
બારમું તથા નાત તે પણ । કદી ના કરવી
સાચા ઉપદેસકોનો જ । અંગીકાર કરવો
તુરીને ભવાયાને । અંગીકાર તો નહીં
મુરતીઓ ના રાખવી । કોઈપણ જગ્યામાં
ચાંદલો હાઇડો કદી । ને લીલક ના રાખવું
બાયડીઓએ ઘરેણું । કંઈ પેહેરવું નહીં
મુક્તિફોજમાં ટકી રહેવું । મરણ સુધી
પવિત્રાઈ પણ પામવી । તે વીશેષ શીખીને
સરવથી સારી વાત એ કે । અરપણ થઇએ
સઘળી વાતને પાળવી । થવું સાચા સિપાઇ
જેમ પવીત્ર આત્મા । બતાવે તે કરવું
મુક્તિના સિપાઇઓની । ફરજ ઘણી છે
મુક્તિ પામ્યા વગર । આપણાથી કાંઈ નહીં થાય
ઈસુથી મન બદલાવ । ત્યારે સઘળું થાય
નવો જન્મ થાય ત્યારે । થાએ છે શક્તિ
પાપની માફી મુક્તિ । ઇસુના લોહીથી
મફત મુક્તિ મળી । માટે બહું કામ કરવું

---

**હું વચન આપુંછું કે ઉપરની બધી વાતો પ્રમાણે હું બી રીતે કરવા માંડીશ.**

**સહી** ________________ **દા. પોતે**

મુક્તિનો સિપાઇ.

# પોતાના ધરમ પોશણુ વિષે.

*Teaching re, Support (for Soldiers)*

ઈસુએ આપણુને મુકિતદાન મફત આપ્યું છે, તેને માટે ઈશ્વરની ઉપકાર સ્તુતી કરીને બીજાને મુકિત પમાડવાને વાસ્તે ધરમદાન આપવુ, એજ ખરો ધરમ કહેવાએ.

ખુશીથી જે આપશે તેને પ્રભુ આશીરવાદ આપશે.

ધરમ તો ફકત પ્રાર્થના કરવામાં નહી; અથવા વીસ્વાશ કરીને પાપનીમાફી પામવામાં નહી, પણ યુધ્ધ કરવાનું મન પામવામાં તથા ધરમદાન કરવાનું મન પામવામાં ધરમ છે.

પુન્ય દાન એટકું કરાતું નથી. ને મુકિતદાન ખરીદ કરાતુ નથી. મુકિત મફત મળે છે, પણ જેને ખરો મુકિત મળી છે તે જરૂર ધરમદાન કરશે ધરમદાન તો મુકિતનુ એક ફૂલ છે.

ધરમદાન કરવાનું એતો સિપાઈની ફરજ છે.

જેમ પ્રાર્થના તથા વીશ્વાસ કરયા વગર યુધ્ધ કર્યું ગણાય નહી તેમજ ધરમદાન કરયા વગર ધરમ ગણાયજ નહી વળી મુકિત આપનાર દેવને જે માણસ ધરમદાન નહી આપે તે ભ્રસ્ટ થઈ જશે.

એક એક ઘર આપે એમ નહી પણ એક એક માણસે આપવું જોઈએ. તમારા ભાઈ અથવા તમારા બાપ તમારે બદલે આપે તેમ નહી ચાલે કેમકે છોકરાને બદલે બાપ ખાયતો છોકરો ના ધરાય.

કામ ચલાવવાને વાસ્તે જો કરોડો રૂપીયા ભોંયમાંથી મળે, તો પણ સિપાઈઓએ પોતે ધરમદાન કરવું જોઈએ, નહી તો તેઓનું ધરમ નીરજીવ છે, ને એવો ધરમ ફેલાવવાને વાસ્તે અમથી કોણ મેહનત કરે એવી નિરજીવ ફોજ પણ વેહલી કોહી જાય ને કશુ ફળ નહી દેખાય.

ઇસુ તથા તેના રાજને લીધે તમારી પોતાની પલટણ તથા પોતાના અમલદારોની સંભાલ ફીકરથી કરવી.

એમ ના કહો કે "સાહેબ આપશે" "સાહેબ કરશે" કેમકે એવા વીચારથી માણુસ ઓશીયાળા થઈ જાએ છે

બીજા ઘણા નવા દેશ છે જ્યાં લોકો બીલકુલ અજાણ્યા છે, તેઓની પાસે જવાને વાસ્તે સાહેબોને પણ પૈસા જોઈએ.

તમે જગતમાં હીંદુ હતા ત્યારે દેહીઓ બંધાવવામાં, લગનની ધામધુમ બતાવવામાં, બારસું કરવામાં, ગુરીઓને બાહ્મણોને ખવડાવવામાં, વિગેરે બીજા ઘણા કામોમા કેટલાક રૂપીયા ખરચ કરતા હતા

આ બધું ખરાબ ને પાપ ગણાય છે તેનાથી દુર થઈને આ બધા ખરચનો અડધો ભાગ જો ઇશ્વરને આપો તો કેવું સારૂ તમારે સારૂં થશે.

વાણીયાનું અથવા બીજાનું દેવુ કરતાં ઇશ્વરનું દેવું મોટું ને અગત્યનુ છે, માટે તેનું દેવું તેને પહેલું આપવુ જોઈએ,

ઘણું કરીને મોટા લોકના કરતા ગરીબ લોકો આવક પ્રમાણે જોતાં વધારે આપે છે ખુશીથી. દસમો ભાગ તો હરકોઈ માણસ આપી શકે છે. દસમા ભાગ પ્રમાણે ગરીબથી થોડુજ આપવામાં આવે છે, ને મોટા લોકથી વધારે અપાય છે માટે કોઇ ગરીબે એમ નહી કેહેવું કે મારાથી નહી અપાય.

આઈબલની વાત વાંચી જુઓ કે લોકો કેટલા ખુશીથી પ્રમેસ્વરને આપતા હતા. એક ગરીબ વીધવાને ઉઘરાણીમાં એક પૈસો નાંખતાં ઇસુએ તેને જોઇને કહયું કે બીજા લોકના કરતાં તે વીધવાએ વધારે આપ્યું કેમકે તેની પાસે તે સિવાય બીજુ કશુએ ન હતું.

ધરમદાન કરનારા તથા પરેમવાલા લોકમાં ઇસુનું રાજ વધારે ફેલાશે.

લેવાના કરતાં આપવું એ વધારે આશીરવાદીત છે.

પ્રભુનો ભાગ આપવાથી કોઇ માણુસને કદી નુકશાન થતું નથી.

જેઓ ધરમના કામમાં મદદ કરે છે તેની મદદ પ્રભુ વધારે કરે છે.

ધરમદાન કરવાથી ધનવાન થઇશું એવું કંઈ વચન નથી, પણ પ્રમેસ્વરે આપણુને સંભાલવાનું વચન આપ્યું છે,

તમારા અમલદારને ભુખ્યા રહેવા દેવા નહી ને ભીકશા માગવા જવાના દેવા પણ તેની પાસે પઇશા તથા ખાવાનું મોકલવું, જો તે ભીકશા માગે તો તેના માથે શરમ નહી પણ તમારા ગામના માથે છે.

જગતના છેડા સુધા ઇસુનું રાજ ફેલાવવું છે માટે એવો બંદોબસ્ત જોઇએ કે જેનાથી પૈસા કદી ખુટે નહી

દુનીઆંની વસ્તી ગણાતી નથી માટે એટલા બધા લોકાને વાસ્તે યુધ્ધ આગળ ચલાવવા સારૂ મુખ્ય થ ણુ કયાંથી એટલા બધા પઇસા લાવે.

વધારે પઇસા મલ્યાથી મંડલી કે રોજ બગડે એ તો તમારે કદી ના ધારવુ કેમકે વધારે પઇશા મલ્યાથી વધારે આગળ ચાલો સકીએ પણ એક ને એક જગામાં રૂપીઆ રાખવાથી મંડલી બગડે જેમ આગસતીન રાજાના વખતમાં થયુ તેમ.

જો એક એક પલટણ તથા એક એક સિપાઇ પોતાનું ખરચ કહાડે તો સઘળુ કામ થઇ શકે

પોતાના ગામની ચીંતા એકલી નહીં, પણ આખા જગતની ચીંતા રાખશો.

તમારો ઘરથી મુકિલ મુધમાંનહી જવાય તો કોઈને મોકલવાને વાસ્તે તમારે વધારે મદદ કરવી જોઇએ.

સઘળા ધરમોમાં, એ ચાલ છે કે પોતાના આગેવાનોનું તથા પોતાના મુખ્ય થાણાનું પાળણુ એહલા લોકો કરે છે.

સઘળા ધરમમાં સઘળા દેશમાં. તથા દુન્યાના આરંભથી સઘલા વખતમાં સરવ લોકો પોત પોતાના ધરમને વાસ્તે પોતાની આવકનો દસમો ભાગ આપે છે.

એવા બંદોબસ્ત સીવાએ બીજા બંદોબસ્તથી બહુ મોટુ કામ થઇ નહી શકે.

ઊમીઓને વાસ્તે મુસાફરી વગેરેનું ખરચ જોઇએ.

આપણી પાશે જેટલું છે એટલું બધું તો પ્રમેસ્વરનું છે.

આપણે તેના કારભારી લોકો છીએ, ને તેના મહીમાને વાસ્તે બધુ વાપરવું.

પ્રમેસ્વરતો ઓછામાં ઓછો ફકત દશમો ભાગ માગે છે. તેનો ભાગ જરૂર આપવો જોઇએ નહી તો તે બધુ લઇ જશે અથવા છેલ્લા દીવસમાં ભારે શીકશા આપશે

નીયમ પ્રમાણે વખતસર આપવું જોઇએ; ને એવી રીતે ઉઘરાણીના પૈસા વધારે કામમાં આવે છે ને ભરોસો રહે છે.

જ્યારે ધરમદાન આપવાની ટેવ પડે છે ત્યારે કંઇ આપતા કઠણ લાગશે નહી. પણ ઘણુ સેહેલ પડશે ને સારૂ પણ લાગશે, ને તેથી આત્મા જબરા થાએ છે.

જે સઉથી ગરીબ હોએ તે દર અઠવાડીયે એક પઈશો આપી શકે, ને પઈશો ન હોએ તો દોઢ પઈશાનું અનાજ આપે.

ફકત જે સિપાઈઓ વખતસર હમેશ આપે છે તે પેહેલી વરગના સિપાઈઓની જગયામાં લખાશે.

કદી કાંઇ આપ્યા વગર રવીવારને જવા દેવો નહી (મલાકી ૩ કલમ ૧૦ થા ૧૧.

ખાસ કામને લીધે અથવા જેમ પવીત્ર આત્મા બતાવે તેમ વધારે મોટું ખાસ અરપણ કરવું.

મંદીરો વિગેરે બાંધવાને વાસ્તે એક સંપે થઇને આપવું.

નોંધ:-પલટણનો સામાનની ટીપ આ ચોપડીમાં જુઓ.

# પ્રભુની એક પ્રાર્થના.

*The Lord's Prayer.*

ઇસુ કહે છે કે-તમે એ રીતે પ્રાર્થના કરો કે; ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇછા પુરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ. અને જેમ અમે અમારા ઋણીઓને માફ કરિયે છિયે, તેમ તું અમારાં ઋણો અમને માફ કર. અને અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુંટકો કર. કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન.

(માત્થી ૬.૭)



# દેવની દસ આગ્ના.

*The Ten Commandments.*

(નીર્ગમન અધ્યાય ૨૦)

દેવ આ સર્વે વાતો કહીને બોલ્યો;

૧ હું પ્રભુ તારો દેવ છું જે દાસપણાના ઘરમાંથી તને કહાડી લાવ્યો તું પોતાને સારૂ મુરતી ના કર.

૨ જે ઉપર આકાશમાં અથવા જે તળે પ્રથવીમાં અથવા પ્રથવીની તળે પાણીમાં તેઓની પ્રતીમા ના કર તેઓને પગે ના લાગ, ને તેઓની સેવા ના કર કેમકે હું પરમેસ્વર તારો દેવછું જે મારો દવેષ કરે છે તેઓની ત્રીજી ચોથી પાહુડી સુધી બાપોના અન્યાયના કારણથી છોકરાંની ચોકશી કરૂં છું ને મારા પર જે પ્રિતી કરે છે ને મારી આગ્ના પાળે છે તેઓની હજારો પેઢીપર હું દયા કરૂંછું.

૩ પરમેસ્વર જે તારો દેવ તેનું નામ તું વૃથા ના લે કેમકે જે તેનું નામ વૃથા લેછે તેને પરમેસ્વર નિરદોષી નહીં જાણસે.

૪ શાબ્બાથનો દહાડો પવિત્ર પાળવા માટે સંભાર, છ દહાડા મહેનત કર ને પોતાનું સરવે કામ કર પણ સાતમો દહાડો તારા પરમેસ્વર દેવના વિશરામનો દહાડો તેમાં તું કાંઇ કામ ના કર તું કે તારો દીકરો કે તારી દીકરી ને તારો દાસ કે દાસી ને તારૂ પશુ ને તારા બારણા માંનો જે તારો પરદેશી તે પણ કામ ના કરે કેમકે પરમેસ્વરે છ દહાડામાં આકાશ તથા પ્રથ્વી તથા સમુદ્ર એઓમાંના સઘળાને ઉત્પન કીધાં ને સાતમે દહાડે તે સ્વસ્થ રહ્યો એ સારૂં પરમેસ્વરે શાબ્બાથ દિવસને આશીર્વાદ દઇને પવિત્ર ઠરાવ્યો.

૫ પરમેસ્વર તારો દેવ જે દેશ તને આપે છે તેમાં તારા દિવસ દીર્ઘ થાય માટે પોતાના બાપનું ને પોતાની માનું સનમાન કર.

૬ તું ખુન ના કર.

૭ વ્યભિચાર ના કર.

૮ તું ચોરી ના કર.

૯ તું પોતાના પાડોસી સબંધી જુઠી સાક્ષી ના પુર.

૧૦ તું પોતાના પડોશીના ઘર પર લોભ ન રાખ પોતાના પડોસીની વહુ કે તેનો દાસ કે દાસી અથવા તેનો બળદ કે ગધેડો અથવા પોતાના પડોશીનું જે કાંઇ હોય તે પર તું લોભ ન રાખ.

---

*'Eleventh' 'New Commandment'*

ઇસુ કેહે છે કે—"આ મુખ્ય દશ આગ્નાનો સારાંશ એવો છે કે પ્રભુ જે તારો દેવ તે પર તું પોતાના પુરા હ્રદયથી ને પોતાના આખા જીવથી ને પોતાની પુરી બુદ્ધીએ તથા પોતાના પુરા બળે પ્રિતી કર; ફરી તું જેવી પોતા પર પ્રિતી કરે છે તેવીજ પોતાના પડોશી પર પણ પ્રિતી કર". એતો નવો અગીઆરમો હુકમ કેહેવાય છે.

# મુક્તિ ફોજનો મત.

## *The Army Doctrines.*

**અમે જે મોટા ઉપદેશ વિશેષ માનીએ છીએ તે નીચે પ્રમાણે છે-**

૧ અમે એવું માનીએ છીએ કે, જુનો તથા નવો કરાર તે ઇશ્વરનાં આપેલાં છે, અને કેવળ તેમાં દેવનો કાયદો તથા તે ખ્રિસ્તી ભાવ તથા અભ્યાસને વાસ્તે ઠરાવેલાં છે,

૨ એકજ દેવ છે ને તે અપાર સંપુરણ છે ને સઘળાનો ઉત્પન કરનાર, રક્ષક તથા અધીકારીછે.

૩ ઇશ્વરપણામાં ત્રણ છે. એટલે પીતા પુત્ર, તથા પવિત્ર આત્મા આ ત્રણ મલીને એકજ દેવ છે, પ્રાક્રમ તથા મહીમામાં ત્રણ બરાબર છે ને કેવળ તેને એકલાનેજ ભજવો જોઇએ.

૪ ઇસુ ખ્રીસ્તમાં દેવનો તથા માણસનો સ્વભાવ બરાબર મળે છે એ માટે ખરો અને બરાબર દેવ છતાં તે પણ ખચીત માણસછે.

૫ પ્રથમ માણસો પવિત્ર હાલતમાં પેદા થયાં હતાં, પણ પછી આગ્નાભંગના કારણથી તેમનુ સુખ તથા પવિત્રતા જતી રહીને તેઓ પાપમાં પડયાં તેથી સઘળાં મનુષ્ય પાપની હાલતમાં છે, ને બીલકુલ ભ્રષ્ટ થવાના કારણથી ઇશ્વરનો ક્રોધ તેમના ઉપર થયો છે,

૬ પ્રભુ ઇસુ ખ્રિસ્ત દુ:ખ તથા મરણ સહીને આખા જગતને કાજ પ્રાયશ્ચિત થયો કે દરેક માણસ જે ચાહે તે મુક્તિ પામી શકે.

૭ મુક્તિ પામવાને વાસ્તે પાપને લીધે ઇશ્વર તરફ પશ્ચાતાપ કરવો પ્રભુ ઇસુ ખ્રિસ્તપર વિશ્વાસ રાખવો, ને પવિત્ર આત્માથી પુનર જન્મ પામવો એ અગત્યનું છે.

૮ પ્રભુ ઇસુ ખ્રિસ્તપરના વિશ્વાસ તથા કૃપાને આસરે અમો બચીએ છીએ. ને જે વિશ્વાસ રાખેછે તે માણસના મનમાં આત્મીથી શાહેદી પુરાયછે.

૯ શાસ્ત્રમાં એવું દેખાડેછે કે જ્યાં સુધી માણસ ઇસુખ્રીસ્તપર વીશ્વાસ રાખીને તેની આગ્ના પાળેછે ત્યાં સુધી તે માણુસ દેવની પ્રસંનતામાં રહે છે તો પણ તે ટળી જઇ શકે નેં જો ફરી પસ્તાવો નહીં કરે તો અનંત કાળ સુધી તેનો મુલ્યવાન આત્મા નરકમાં ખોવાઇ જસે

૧૦ સર્વે વિશ્વાસ રાખનારા પુરી પવિત્રાઇ પામી શકે છે ને આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તના આવવા સુધી તેમના સંપુરણ આત્મા તથા પ્રાણ તથા શરીર દેવથી નીરદોશી રખાય, અમે એવું માનીએ છીએ કે, પાપની માફી પામી લીધી પછી વિશ્વાસ કરનારા અંત:કરણમાં જુડાઇ કરવાનો સ્વભાવ કે પાપનું મુળરહેછે ને જો તે ઉપર ઇશ્વરની કૃપાથી જય ના પામે તોવખોને ખરૂં પાપ ઉપજાવસે પણ આ જુડો સ્વભાવ તથા પાપનું મુળ દેવનો આત્મા બીલકુલ કહાડી શકે છે ત્યાર પછી જે ઇશ્વરની ઇચ્છા વીરૂધ છે તેથી સંપુરણ સ્વચ્છ ને પુરો પવિત્ર આત્મોકફલ કેવલ ઉપજાવસે એવો ભરોસો અમે રાખીએ છીએ કે જે લોકો આવા પવિત્ર થયા છે તેઓ દેવના આત્મા તથા પરાક્રમથી તેની આગળ નીરદોશ તથા અપરાધ રહીત રહી સકેછે.

૧૧ આત્મા અમર છે. મુએલાનું પુનરૂસ્થાન થસે એટલે ફરી માણુસો સજીવન થસે, કે જગતનો અંત થાય ત્યારે સઘળા ઉપર ઇશ્વર ન્યાય ઠરાવેને ન્યાયીઓને અનંત સુખ મળસે અને ભુંડાઓને સર્વ કાળ સુધી શીક્ષા થસે.

---

આપણા જન્મની અગાઉ આપણે કદી પહેલાં જન્મ પામ્યાં નહોતાં.

નશીબતો છેજ નહીં જે પાપ કરેછે તેનો દોષ છે.

# જગમાં પરમેશ્વરના રાજનો ટુંકો ઇતિહાસ.

*History of God's Kingdom in The World and*
*The Army's Origin and Future.*

**જગત તારવાનો ઉપાય મુક્તિ ફોજ જડી છે.**

જગતતો પરમેશ્વરને વિરૂધ છે ને પાપમાં ડુબી ગએલુ છે. પણ મુક્તિ ફોજ તો હાલ પરમેશ્વરનો વીસેસ મોટો ઇલાજ છે. મુક્તિ પામવાથી માણુસોની સાથે તેનો મેળાપ થાય ને પાપથી તથા મરણથી તેઓ બચી જાઇને પવીત્રાઇમાં પરમેશ્વરની સેવા કરે.

**મુક્તિ પામેલા બીજાને બચાવનાર થાય છે,**

જેઓ ઇસુથી મુક્તિ પામ્યા છે તેઓ આગ્રહથી મેહેનત કરે છે કે બીજા પણ સૈતાનની શેવા મુકીને પરમેશ્વરની સેવા કરે ને અનંત જીવનો વારશો પામી લે.

**દુનીયા જરૂર ઇસુનીજ થશે.**

જ્યારે પરમેશ્વરનું રાજ સ્થાપન થશે ત્યારે આખી દુનીઆની પ્રજા ઇસુને માન તથા મહીમા આપસે. અને શઘળાં માણુસોની વચમાં શાંતી તથા સુખ થશે ને આપણો ભુડો વેરી તથા તેની આખી ફોજ નરકમાં નંખાશે,

**એકજ રાજ માર્ગ એટલે પવિત્રાઇ**

માણુસોમાં ઘણી જુદી જુદી રીતે ધરમ ક્રીયા કરવાની છે ને તે બધી રીત ભાત માણુસનાજ વીચારથી ઉત્પન થઇલી છે, પણ પરમેશ્વરે ફકત એકજ રસ્તો બતાવ્યો છે એટલે પવિત્રાઇ, તેના દીકરા ઇસુના લોહીથી ઇસુ એજ જગતનો તારનાર છે.

**દુન્યાની કેટલી વસ્તી.**

આ દુનિઆમાં આશરે (૧૮,૦૦,૦૦,૦૦,૦૦) એક અબજને એંસીક્રોડ લોકો છે. તેમાંથી હીંદુસ્તાનની વસ્તી અઠાવીશ કરોડની છે. (૨૮,૦૦,૦૦,૦૦,૦)વળી તેમાંથી ગુજરાતનીવસ્તીનવલાખ.(૯,૦૦,૦૦,૦)છે.

**કેવા રૂપ વાળા**

ચીન દેશમાં પીળાસપર રંગના લોકો છે, આફ્રીકા ખંડમાં કાળા રંગના લોકો છે, યુરોપખંડમાં ગોરા લોક છે, હીદુસ્તાનમાં ઘઉંના રંગના લોકો છે. એમ જુદી જુદી ઘણી વંશ છે પણ આરંભમાં એકજ માબાપથી બધાં પેદા થયાં છે.

**ક્યા ધરમના છે.**

ધરમના વીશે પણ ઘણું કરીને લોકો ખ્રીસ્તી ધરમના છે, અથવા મુસલમાની અથવા બુધ ધરમના અથવા હીંદુ, અથવા જંગલી ધરમના એ શિવાયે જાત જાતના ધરમની રીતો છે, જે લોકો ખ્રીસ્તી ધરમનો મત પાળેછે પણ ઇસુના લોહીથી પાપથી છુંટકો પામતા નથી તેઓ ભુલા પડે છે.

**જે ઇસુને શોધે છે તેને તે મળશે.**

પરમેશ્વર જરૂર સઘળા માણુસોનો ન્યાય કરસે. બધાં માણુસોને થોડું ઘણુ અજવાળુ અપાએલું છે માટે થોડું મળેલું અજવાળુ પામીને આગળ ચાલી એકજ ફીકરથી વધારે અજવાળુ શોધે છે તેઓને જગતનો તારનાર જરૂર પ્રાપ્ત થસે.

**આરંભનું વચન તથા ભવીસ્ય દા રનાર વીશે.**

જ્યારે ઈસ્વરના પહેલાં બનાવેલાં બે માણુસ આદમ તથા હવા પાપમાં પડયાં ત્યારે પરમેસ્વરે તેમને વચન આપ્યું હતું કે માણુસોને બચાવવ ને એક તારનાર આવસે આ વાત આદી પુરસો તથા ભવિષ્ય વાદીઓને પરમેસ્વરે ઘણીવાર બતાવી તે છતાં પણુ જગના લોકો વધારે ને વધારે પાપમાં પડયા,

હજારો વરશ પર ભવીષ્ય વાદીઓના શાસ્ત્રમાં ઇસુના વીસે બહુજ જુદી જુદી વાતો બતાવેલી છે; તે પવીત્ર શાસ્ત્રમાં એટલે " બૈબલ " પણુ આપણી પાસે છે. તેને વાચવું જોઇએ, તેમાં પણુ દાનીએલના બીજા અધ્યાયમાં દુન્યાની બહુ મોટી ભવીષ્ય વાત લખેલી છે તે પણુ પુરી થાય છે. ને હીંદુ લોક નીશકલંકની ફોજની રાહ જુએ છે.

**જગતની દીવા દાંડી ઇસ્રાએલ લોક હતા,**

હજારો વરશ સુધી પરમેસ્વરે પોતાનો પ્રેમ માણુસોની ઉપર બતાવ્યો હતો અને વીસેસ કરીને ઇસ્રાઇલી લોક ઉપર એ માટે કે વિશેસ કરીને ખડક ઉપર મુકેલી બતીના અજવાળા જેવા તેઓ જગતની આગળ થાય. ત્યાર પછી ઇસુ પ્રથ્વીપર આવ્યા.

**ઇસુનો જન્મ, જીવન મરણુ તથા સજીવન વગેરે.**

ગરીબ માણુસોમાં અવતાર લેઇને ૩૩ વરસ સુધી ,ઇસુએ આ પ્રથ્વી પર રહીને લોકોને ઉપદેશ કરયો, રોગીઓના રોગ મટાડયા, મુએલાને જીવતા કીધા, માણુસોને મુકિત આપી. અને ઘણું કસ્ટ વેઠીને આપણે વાસ્તે મરણુ પણુ પામ્યો પછી તરણુ દીવસ કબરમાં રહી સજીવન થઇ સ્વરગમાં પાછો ગયો અને હવે રાજાઓનો રાજા થઇને પરમેસ્વર બાપને જમણે હાથે સ્વર્ગી રાજ્યાસનપર બેઠો છે, ત્યાં સરવે પવીત્ર દુતો તથા બધા સ્વર્ગમાં ગએલા લોકો તેને માન તથા મહીમા આપે છે.

**ઈસુના ગરીબ શીષ્યો સતાવણીમાં જય પામ્યા**

ઇસુ જગ પરથી સ્વર્ગમાં ગયો ત્યાર પછી તેના શીષ્યો તેના નામથી લોકોને ઉપદેશ કરતા ટકી રહયા ને જગતના જુદા લોકોના હાથથી દુખ તથા સંકટ વેઠીને જુદા જુદા પ્રકારના જુલમથી મરણુ પામ્યા અને વિસેસ અફસોસની વાત એ છે કે જે ખરી મંડળીઓ હતી પણુ હઠી ગએલી એવા લોક તથા ખોટા ગુરૂઓ ઘણા પાદરીઓ તથા બીજા ઉપદેસકોના હાથથી પણુ ઘણા શીશ્યોનું મરણુ થયું. ઈસુના શીષ્યો ગરીબ તથા અજાણ્યા હતા માટે તેમને ચોતરફ સતાવનારા ઘણા હતા, કોઇ શરકારથી દુખ પામ્યા કોઇ પોતાનાં સગાં વાલાંથી દુઃખ પામ્યા, કોઇ આગમાં બાળી નંખાયા કોઇ સીંહના પંજાથી ફાડી ખવાયા, કોઇ પાણીમાં ડુબાવી નંખાયા કોઇ ઝેરથી, કોઇ કેદખાનાથી તો પણુ પરમેશ્વર હમેશાં તેમની સાથે હતો ને આજ સુધી પણુ તેનું રાજ આગળ ચાલે છે અને તે માણુસના અંતઃકરણુને જીતી લઇને સાફ કરે છે તથા તેને પોતાને કબજે રાખે છે.



ઈસુ ગભાણમાં જન્મ પામે છે. [ લુક. ૨ જો અધ્યાય.]



ઇસુના જન્મ વિષે સ્વર્ગિ દુત પ્રગટ કરેછે. ( લુક ૨ જો અધ્યાય. )



ઈસુના હુકમથી દરીયાનું તોફાન બંધ થાય છે. (મારક ૪–૩૬)



ઇસુ નાનાં છોકરાંઓને આશીર્વાદ આપે છે. ( મારક ૧૦–૧૩ )



ઇસુને નાકબુલ નહીં કરે તેને લીધે આ લોકો આગમાં મરણ પામેછે.

**રાજના સુધારા.**

દરેક વખતમાં મોટા સરકારો તથા રાજાઓ ઉત્પન થયા છે તથા ફરી વિનાશ પામ્યા છે, પણ પરમેસ્વરનું રાજ હમેશ રહેછે. ઘણી જુદી જુદી ખ્રીસ્તીમંડળીઓ પણ ઉત્પન થઇ છે ને તેમાં કોઇએ સારી રીતે કામ ચલાવ્યું ઘણાં વરસ સુધી તેઓ સારા રહ્યા પણ પછી ધીમે ધીમે જગતના જેવા થઇ ગયા એટલે તેમની વચમાં જે પવીત્ર લોક રહ્યા તેઓને જુદા પાડી પરમેશ્વરને એક નવી મંડળી રચવી પડી, એમ ઘણી જુદી, જુદી વાર કરવું પડયું, જેમ મોટી આગ હોય ને તેમાં ઓલવાઇ પડી ફકત રાખોડી તથા જરા ધુમાડો તેમાં હોય ને તેની વચમાંથી કાઇ દેવતાની તણખા કાઢી તેને ફુંકી ફુંકીને તથા તેનાપર તેલ રેડીને તેની માંય લાકડાં મુકી તેને બળતી કરે તેમજ બીજા કોઇ તેવીજ તણખારો લઈ જુદી આગ સળગાવે એવા રીતે મોટી આગ થાય; તેજ પ્રમાણે પરમેસ્વરે તેના પવિત્ર આત્માની આગથી આ અંધારી દુનીઆમાં તેજ આગ બળતી રાખે છે.

**રોમી મંડળી તથા લુથરનો સુધારો તથા વેસ્લીનું કામ ને છેલ્લી મુક્તિફોજ.**

પેહેલવેહેલાની જીંદગીમાં જે સૌથી મોટી મંડળી થઇ તે "રોમન કેથોલીક" કેહેવાય છે અથવા તેનું બીજુ નામ "પાપાવાળા" આ મંડળી ધીમેધીમે બગડી ગઇ ને તેની વચમાંથી એક પંડીત માણસ માર્ટીન લુથર નીકળ્યો; તેના હાથ નિચે પરમેસ્વરની મોટી દયાથી ઘણો સુધારો થઇ ગયો તથા નવી નવી મંડળી બંધાઇ પછી તેમાંથી મંડળીના અથવા રાજનાં સજીવનોમાં એક મોટું સામરથ યોહાન વેસ્લીના હાથથી તેના લોકો પણ જગતનું ધન શોધવા માંડયા અને હવે ઈસુના રાજમાં સૌથી મોટી પુનર્જિવન મુકિતફોજ છે. તે ફોજના સેનાપતી જનરલ બુથના હાથ નીચે લંડનમાં ઉત્પન થઇ છે. પછી ફકીરસીંગ એટલે મેજર ટકરના હાથથી હીંદુસ્તાનમાં ફેલાઇ.

**સેનાપતી બુથ તથા ફકીર સીંગ મુકિતફોજનો ફેલાવ.**

આ મુકિતફોજ આખા જગતમાં જંગલની મોટી આગના માફક ખુબ જોરથી ફેલાઇ જાય છે કેમકે તે પરમેસ્વરનો નીશકલંક તથા ઉત્તમ ધર્મ છે ને તેમણે પ્રભુથી નવું રૂપ એટલે ફોજનું રૂપ તથા નવું બળ પામી લીધું છે.

**આખી સૃષ્ટીમાં જય.**

પરમેશ્વર દરેક માણસને બોલાવીને તેનું આખુ તન, મન, તથા ધન માગે છે કે તેના રાજયનું યુદ્ધ આગળ ચાલે, બીચારા પાપીઓના બચાવને લીધે, જેમ સમુદ્ર પાણીથી ભરેલો છે, અને આકાશ તારાથી છવાએલું છે, તેમ પૃથવી ન્યાયથી ભરેલી થશે, ત્યાં સુધી પરમેશ્વર તેના રાજયનું યુધ્ધ તથા કામને આગળ ચલાવશે અને તેની ફોજ તેના સંપુરણ મહીમા તથા પવિત્રાઈનું રાજ થઇ જશે, ન્યાયનો દીવશ આવશે, આકાશ તથા પૃથવી ટળીજશે ભુંડા લોકો નરકની આગમાં નંખાશે, ઈસુનું રાજ નવી પૃથવી તથા નવા આકાશમાં સર્વ કાળ સુધી રહેશે. હાલેલુયા !

**મુકિત ના મળી હોય તો મુકિત પામો.**

*



ગોરા લોકોમાં મુક્તિફોજની મોટી મહીનો સભા.



ગોરા લોકોમાં મુક્તિફોજની મોટી બહારની સભા.

## મુકિત વગર આફ્રીકાના લોકોમાં લડાઇ ચાલે છે.





આફ્રિકાના
જંગલી લોકો
મુકિત પામે છે.

# છોકરાંને માટે કેલવણી.

## Training of Children ( the main points of the General's bo k ).

**માબાપ જવાબદાર છે.**

બધાં છોકરાનાં માબાપ જવાબદારી છે પોત પોતાના બાળકોને માટે કે તેઓ ઈસુની સેવાને વાસ્તે સઘળી વાતોમાં સારાં થાય.

**છોકરાંને સુધારવાં ખ્રિસ્તના રાજને માટે.**

જો તેઓ ના શીખે તો પણ જેમ તેમ કરીને તેમને ભણાવવ, માબાપનુ કહેલુ માનવા શીખાડવું. ને તેમનો સુધારો પ્રેમથી કરી દેવના યુધ્ધને માટે તેમને મોટાં કરવાં ને જો મોટાં થાયને કાંઈ સારો ધંધો કરે ને તેથી નફો વધતો જાય તો તેમાંનો ભાગ ઈસુનુ રાજ આગળ ચલાવવા માટે આપવો

**માબાપે નમુનારૂપ થવું જોઈએ.**

માબાપનુ કામ એટલુંજ નથી કે તેમને શીખાડવા પણ તેમને શીધાં કરી નાખવાં માટ જો માબાપ શીધાં હશે તો, જરૂર છોકરાં પણ શીધાં થશે.

**જરૂર હુકમ મનાવવો જોઈએ.**

છોકરાંના મનમાં એમ વીચાર લાવવો જોઈએ કે માબાપને મનથી તથા ખુશીથી માનવાં અને જો ખુશીથી નહીં માને તો પણ માનવું પડશે

**અમથો હુકમ કે અમથી બીક ના દેખાડવી.**

કોઈ કારણથી જરૂર હુકમ મનાવવો ના હોય તો અમથો હુકમ ના કરવો ત્યારે છોકરાં મનમાં સમજી લેશે કે મારાં માબાપ અમથાં કદી બોલતાં નથી. કદી પણ નકામાં બીવડાવશો નહીં.

**મતલબ.**

છોકરાને પરેમ કરીને મનાવવાં જોઈએ. પ્રેમથી માને તો સારૂ તો પણ જો તેઓ ના માને તો તેમને દેખાડવું કે દેવની ઈચ્છા એવી છે કે છોકરાં માબાપના હુકમ માને અને બીજી વાત તેમને દેખાડવી કે જે છોકરાં સારૂ કરે છે તે મનમાં સુખ પામે છે.

**શીક્ષા**

જો આવી આવી સારી શીખામણોથી તેઓ ના સુધરે તો તેમને થોડાં મારવાં અથવા બીજી કંઈ શીક્ષા કરવી જોઈએ.

**લાંચ કદી ના આપવી.**

હુકમ માનવા તથા સારૂ કામ કરાવવા સારૂ કદી પણ લાંચ ના આપવી જોઈએ, એ બહુજ ખોટી ટેવછે તેથી લોકોમાં ધીકારવા લાયક થાય છે.

**તકરાર કદી ના કરવી.**

કદી પણ છોકરાંની સાથે તકરાર ના કરવી પણ જે હુકમ થયા હોય તે પળાવવા એટલે બસછે. માબાપે જે કામ તેમની પાસે કરાવવુ હોય તે પહેલાં તેમને જરા સમજાવશે તો તે કામ કરવા છોકરાંને શેલુ લાગશે પણ જો છોકરાંને ના કરવાનું મન હોય તો રવાનો એમ કદી પણ થવા ના દેવું.

**છોકરાં જન્મે ને તરત શીખાડવા માંડવાં.**

જો છોકરાંનો જન્મ થાય ત્યારથીજ તેમને શીખાડવા માંડયાં હોય તો ઘણું શેલ પડસે એ તો બહુજ જરૂરની વાત છે. જ્યારે છોકરાંને હુકમ આપવો ત્યારે આખો દહાડો ગુસ્સા વાળુ મોં કરીને હુકમ ના કરવો આથી તેમને તમારા પર કંટાલો આવશે. અને તમારૂ કહેલું સાંભળવા ખુશી નહીં થશે.

**જો જાણીજોઇ નેવીરૂધ ચાલેછે તે પાપ છે.** તેઓ બહુ વાતોમાં બગડયાં હોય તો ફકત બે ત્રણ મોટી વાતોમા તેમને સરવ જેમકે કંઈ જુઠી વાત અથવા જાણી જોઇને હુકમતોડેછે ને બીજાં કંઈ મોટાં પાપ કરે તેના વિસે જરૂર તેમનો પાસે પસ્તાવો કરાવવો.

**અજાણુતા વિષે** કદી અજાણુતાં કે અણધારેલી રીતે ભુલ થએલી હોય તેને વાસ્તે શીક્ષા ના આપવી.

**શીક્ષાનું કારણ સમજાવવું જોઇએ.** જ્યારે તમે તમારાં પ્યારાં બાલકોને સીક્ષા આપોછો ત્યારે તમારે સંભાલવું જોઈએ કે શા ગુનાને વાસ્તે તમે તેમને સીક્ષા આપો છો જો તે તેમના સમજવામા ના આવે તો તમારે શીક્ષા આપવાથી કંઈ ફાયદો થતો નથી.

**ધુસામાં નહી.** જો તમારા મનમાં ધુશો આવે ત્યારે છોકરાંને કદી શીક્ષા ના કરવી પણ ધીરજ રાખીને તથા તેમને સમજાવીને કરવી.

**એક મારનાર તથા એક રોકનાર ના; મા બાપનો એકજ મત્ત.** છોકરાંને શીખાડવા સારૂ મા તથા બાપ બંનેનો એકજ મત્ત જોઈએ કેમ કે જયારે મા શીક્ષા કરે ત્યારે બાપ ના કહે અને જ્યારે બાપ શીક્ષા કરે ત્યારે મા ના કહે આમ કદી ના થવા દેવું અને શીક્ષા કરવામાં મા તથા બાપ બેઉની સલ્લા જોઇએ તો છોકરાં ત્યાં હાજર ના હોય ત્યારે સલ્લા લેવી તેમને બીવડાવા શારૂ માએ તેમના બાપનું નામ ના લેવું અથવા બાપે માનું નામ ના લેવું પણ દરેક વખતે તેમના મનમાં એવું ઠસાવવું કે જો તમે આડાં ચાલસો તો મા તથા બાપ બેઉ દુઃખી થશે. અને જો આપણે સારી રીતે વરતીશું તો બને જણ ખુશી થશે.

**મુક્તિ પમાડવી.** છોકરાંને મુકિત પમાડવા સારૂ ખરી મેનત તથા પ્રાર્થના કરવી ને જયારે તેઓ મુકિતની વાત સમજે પણ કોઇ વખત ભુલ ખાય ત્યારે તેમની સાથે ધીરજ રાખવી.

**વધારે શીક્ષા ના કરવી** વધારે શખત શીક્ષા ના કરવી પણ માનવાને વાસ્તે જેટલી બસ છે તેટલીજ કરવી નહી તો છોકરાંનું મન કઠણ થશે,

**છોડીયો** ફકત છોકરાંને ભણાવવાં એમ નહી પણ છોડીઓને પણ ભણાવવી.

**શીક્ષા આપવાની રીતો.** કંઇ કંઇ જાતની શીક્ષા કરવી તેમને રમવાની ચીજો ઘરમાં અથવા નિશાળમાં હોય, ઇનામ કંઇ સારૂ મળવાનું હોય અથવા બીજું કંઈ સુખ ભોગ મીઠાઇ મેવા વગેરે, મળવાના હોય તે ન મળે તેમ કરવું અને કોઇ કોઇ કારણથી લાકડીથી પણ શીક્ષા કરવી.

**રમવાની તથા રમાડવાની રીતો.** જેથી છોકરા શીખે, તબીયત ઠીક રહે. ને મન ખુશી થાએ. જાત જાતનાં રમકડાં, જેથી ગણવાનો નમુનો, બાંધવાનું કામવગેરે શીખે લાડકુ જનાવર રાખવાને, કે રમવાને વાસ્તે લાકડાની નાની ઇંટો, વાડી બનાવે. વાજીંત્ર શીખે, કોજ કરે, સભા કરે, સીસપેનથી તથા રંગથી પીકચર પાડે, સુથાર વગેરેના હથીયારોથી જાત જાતનાં રાચ રચીલાં બનાવે. પણ જ્યારે મોટાં થવા આવે તયારે સઘલુ મુકીને પાપીઓને બચાવવાને વાસ્તે ખરા યુદ્ધમાં જવું

# નમુનારૂપ સિપાઇની મતલબ.

## The Model Soldiers Principles.

આપણે તો આ જગતના સુધારનાર છીયે પોતે પાપીઓ હતા પણ ઇસુએ આપણને બચાવ્યા છે માટે હમણાં આપણું એજ કામ છે. કે જગતને સીધુ કરી નાખીયે. પમેશ્વરના દીકરા ઇસુની **રાજફોજ** દીઓ હાલેલુયા.

આપણે સારા થઇને આગળ ચાલીએ એ માટે કે

પહેલા **દેવનો મહીમા** કરીએ ને બીજુ કે **પાપીઓને બચાવીએ** બધા એક સંપે થઇને જગતના લોકોના કરતાં સુધરી જઇએ, ને જગતમાં છતાં જગતના નહી રહીએ, તેથી જગતની મીલ્કત વીષે નુકશાન થાએ **પણ** જો તેથી સંસાર સંબંધી આપણો ફાયદો થાએ ને મોટા થઇએ તો યાદ પણ રાખવું કે અભીમાન નહી કરવો ને જેઓ સઉથી જંગલી કે મેલા કે નીચા હોએ તેઓને ધીક્કારવા નહી પણ પોતાના ભાઇઓ તથા બેહનો ગણીને પ્રેમ કરીને બચાવવા.

**આત્માની ભુખ** રાખો આત્માને બચાવવાને વાસ્તે ગમે તેવું કઠણ કામ કરવું પડે અથવા નુકશાન ખમવું પડે તો પણ કરો, એક માણસનો અમર આત્મા તો હજારો દુનીયાની મીલકત કરતાં મુલવાન છે.

**નમુનારૂપ** શીપાઇ થવું. માણસના નમુનો જોઇને એમ નહી પણ ઇસુને જોઇને આગળ ચાલવું ત્યારે જો બીજા લોકો તમને જોઇને ચાલે તો ફાયદો પામે.

મનની બધી **મતલબ** ખરી ને સારૂ હોએ ત્યારેજ ફરજો સારી રીતે પળાશે ગમે તેટલાં સારાં કામો કરીએ તો પણ તે આપણી **ફરજ** છે, એમ નહી કહેવાએ કે "મેં તો વધારે સારૂ કામ કરયું છે," કેમકે ઇસુને વાસ્તે છે.

જે ખરો સિપાઇ હોએ તે તો કઇ પણ કાણ હુકમ વીષે અથવા ફરજ વીષે નહી કેહેસે કે "ના હું નહી કરીશ"

ઇસુના રાજને વાસ્તે મરણ જો પામીએ તો તે "જય" કેહેવાએ.

**રાજવીરૂધની** વાત તો કોઇ સિપાઇને ના કરવા દેવી, ઉલટી વાતથી ઉલટાં કામ થાએ છે.

**કદી નીરાસ** ના થાઓ વીશ્વાશ ના મુકો દો, ઇસુ મરણ પામ્યા તથા જીવે છે એજ કારણથી કે આપણે જયવાન થઇએ.

કોઇની ઉપર મનમાં દ્વેશ **કઇપણ કારણથી** રાખવો નહી.

**સાચાઇ** તો પોતાના જીવના કરતાં પીયારી છે. જુઠી વાત કરવીએ કરતાં મરવું સારું છે,

આપણી ફોજ મુક્તિ ફોજની આબરૂને વાસ્તે આપણી ચાલ વીષે **ખબરદાર** રેહવું.

**જે ખરૂ છે તેજ** કરવું—તેના થી ગમે તો ફાયદા કે નુકશાન થાએ.

એકદમ માનવું જે ખરો સિપાઈ કહેવાએ તેને તો એકજ વખતે હુકમ આપવો જોઈએ,

કામમાં **વીલંબ** નહી કરવો તેથી ઉમીઆને બહું માથાકુટ થાએ છે, વખત વીતી જાએ છે, ને કામ વધારે થતું નથી.

**અમથા દોશ** વીષે સાવધાન રહો. સાંભળીને શંભાળો સંભાળીને બોલો.

જે નકકી જાણો છો તે સીવાએ બીજી વાતો ના કેહેસો; અમથી હલકી વાતો ના કરો જ્યાં વધારે પાપ થાએ છે ત્યાં પણ વધારે શક તથા અમથો દોષ થાએ છે.

તમારૂ બધુ **કામ ઈસુના વાસ્તેજ** કરવું તે જુએ છે એટલે ખરા છે. માણસને દેખાડવાને વાસ્તે ના કરો પોતાનાં સગાંવાલાં કે નાતવાળાકે મીત્રોની શાથે એવી રીતે ના રેહો કે જેનાથી કંઇ પણ વાતમાં ઇસુના રાજની મતલબ નહી રાખી શકો.

**ગરીબ** રહો તો પણ **હીમતવાન** થાઓ. યુધમાં આગેવાનો જોઈએ છીએ જેઓમાં જય પામવાની ખાત્રી છે તો પણ અભીમાન નથી.

કામ કરતાં કરતાં રેહેવું, **આળસુ નહી** થવું, એતો પાપ છે કેમકે પાપી લોક મરે છે, હોશીયાર માણસોના કરતાં કામમાં જે લાગુ રેહે છે તે વધારે કરે છે.

**સઘળા** લોકની સાથે **ધીરજ** રાખવી. **સઘલાની** ઉપર **પરેમ** રાખવો,

પોતાનો નકાર હમેશાં કરવો, રાજને વાસ્તે **સઘલો શામાન** સોંપીદો.

**ન્યાયી** તથા સાચા થાઓ. પરમેશ્વરમાં વીશ્વાસ રાખો ને તેનાં વચન માનો.

જે સઉથી **નાના** હુકમો હોએ તે પણ પાળો.

**કાયદા** વગર ફોજ નહી ચાલી શકે માટે કઠણ હોએ તોએ ફીકર ના રાખો.

તમને કોઇએ દુખ દીધુ હોએ તો ઉપરીને અરજી કરવી પણ કહી નાખી **નહી જવું**.

પોતાના લોકનો પ્રેમ રાખવો એટલું નહી પણ **બધાને વાસ્તે** કશુએ કરવું.

# સિપાઈઓના લગન વિશે.

## Conditions of Marriage of S. A. Converts in India.

**પરવાનગી વાળા.** જે સિપાઇઓનું લગન કરવું હોય તે હમણાં મુક્તિ ફોજથી કરાય મેજર જયભાઇ મેજર ઇસ્વરદાસ તથા સ્ટાફ કપતાન ઇસુચરણ તથા સ્ટાફ કપતાન હીરાશીંગ એ ચાર જણને ,સરકાર તરફથી તથા મુક્તિ ફોજ તરફથી લગન કરવાને તથા લગનનુ ખાત્રી પત્રક રાખવાને પરવાનગી મળી છે.

**નાનપણમાં લગન નહી કરવું.** છોકરાંને નાનપણથી મોટાં સ્ત્રી પુરૂષની માફક લગન વહેવાર કરવો એ તો મોટું પાપ છે. ને તેથી શરીરને નુકશાન થાય છે, ને તેમની બધી વંશ નબળી પડે છે.

છોકરો ૧૬ વરશનો ને છોડી ૧૪ વરશની થાએ ત્યાર પહેલે લગન નહી કરાએ.

નાનપણથી સગાઇનો બંદોબસ્ત ના કરવો પણ પહેલાં તેઓને પરમેસ્વરની બીહીકમાં ઉછેરી મોટાં થવા દઇને તેમને પોતાને વાસ્તે મરણ સુધીનો સાથી પ્રસંદ કરવા દઇને લગનનો ઠરાવ કરવો.

**જગતની રીતે નહી કરવું.** ખ્રિસ્તી રીતે લગન થઇ શકે છે એ જાણીને કોઇ મુક્તિ પામેલો માણસ જગતની રીતે કરે તો તેમાં પાપ છે ને ઇસુના રાજને વિરૂધ્ધ થાય છે.

**સુદ્ધમાં મદદ કે રોકાંમણ.** સાથી મુક્તિ પામેલો ના હોય ને તેનાથી મદદ ના થાય તો લગનમાં બંધાવા કરતાં કુંવારૂં રહેવું સારૂં છે બધાંથી ખ્રિસ્તના વાત વીસે વધારે ચીંતા રાખવી જોઇએ.

**સંભાળવું.** ઠરાવ કરયા પછી કોઇ હલકા કારણથી ઠરાવ તોડી નાંખવો નહીં,

**પાકું લગન.** જ્યારે તમે અજાણ્યા હીન્દુ હતા ત્યારે હીન્દુની રીત પ્રમાણે તમારાં લગન થએલાં હોય તો પણ ખ્રિસ્તી થયા પછી ખ્રિસ્તી રીતે લગન કરવાં હોય તો કરી શકાયને સરકારી લગનનું ખાત્રી પત્રક લેવાય, જો બીજી કાંઇ હરકત ના હોય તો.

**ખોટો ઠરાવ તોડી નાંખવો.** હીન્દુ રીત પ્રમાણે કોઇ પરણ્યો હોય ને મોટાં થઇને ઘર વેહેવાર ના ચલાવ્યો હોય તો છોકરવાદીના લગનથી પુરૂષ અથવા સ્ત્રી છુટાં થઇ શકેછે. ને એક બીજાની ખુશી હોય તો ફારગતી કરીને બીજાની સાથે લગન કરાસે.

**પાકો ઠરાવ તોડી નહી નાંખવો.** ઇસુ કહે છે કે ઉત્પતીના આરંભથી દેવે એક પુરૂષ તથા એક સ્ત્રી બનાવ્યાં. એ કારણથી માણસ પોતાનાં માબાપને મુકીને પોતાની વહુની સાથે મળ્યો રહેશે. ને તેઓ બંને એક દેહ થશે સારપછી તેઓ બે

હી પણ એક દેહ થસે તો દેવે જે જોડું જોસ્યું તેને માણુસે જુદું ના પાડવું વ્યભીચારના કારણ વગર જે કોઇ પોતાની વહુને છોડે છે ને બીજીને પરણે છે તે છીનાળું કરે છે ને વહુ જો પોતાના વરને છોડે ને બીજાને પરણે તો તે છીનાળું કરે છે. [ મારક ૧૦ ) ને મુકી દીધેલી જોડે જે પરણે છે તે વીભીચાર કરે છે ( માત્થી. ૧૦ ]

તકરારના કારણથી અથવા છોકરા ના. થયા હોય તેના કારણથી બાઇડીને મુકી ના દેવાય.

ઘરાણુ વીસે. બાયડીઓએ ઘરાણું ગાંઠું પેહેરવુ ના જોઇએ.

વાજીંત્ર મુકિતફોજનાં — લગ્નની વખતે જો વાજીંત્રનો સોખ હોય તો દેવું કરયા વગર મુકિત ફોજનાં વાજીંત્ર વાળાને તમારા ગામમાં બોલાવવા અને તેમનું આવવા જવાનુ ગાડીનુ ભાડુ તથા જેટલા દાહાડા રહે ત્યાં સુધી તેમનુ ખાવા તથા બીજી મેહેનતના રોકડા પાંચ રૂપીઆ આપવા પડસે.

ખાત્રીપત્રકવીસે — લગ્નના પકકા પણા વીશે કોઇપણ વખતે ફરીઆદમાં નીસ્ચય સાબીતી જોઇતી હોય તો પરણાવનાર મુકિત ફોજના દફતર દારની સહી કરેલી લગ્નની ખાત્રી પત્રકનો કાગળ તેને જોઇ મુકિત ફોજ તથા સરકાર કબુલ કરશે કે આ લગન બરોબર થએલું છે.
[ સરકારી લગ્નના કાયદા ભાગ છઠો અને શેકશન ૬૧ ]

ફી- રૂ. ૧. — લગ્ન કરનારા પાશેથી લગ્નની ફીને વાસ્તે એક બાઆશી રૂપીઆમાંથી કશુ ઓછુ નહીં લેવાશે દસ્તુરીની ફી તેથી થોડું નહી લેવામાં આવશે ને જ્યારે ફી મળશે ત્યારે જે શરકારી તથા ખ્રિસ્તી રીતે તમારા લગ્નનું ખાત્રી પત્રક અપાશે.

# મુકિત ફોજ.

## લગ્ન કરવાની અરજી.

*Form of Application for Christian Marriage.*

( ખ્રિસ્તી તથા સરકારી નિયમ પ્રમાણે )

જેનું લગ્ન કરવું હોય તેણે આ કાગળ સહી કરીને પરણાવનારની ઉપર મુખ્ય થાણામાં મોકલવો ને જો બરોબર હોય તો પરણાવનાર જવાબ મોકલશે આ લગનની અરજીનું ફારમ દરેક પલટણ તથા દરેક જીલ્લાના ઉપરીના મુખ્ય થાણામાં છે, માટે જ્યારે તમારે જોઇએ ત્યારે મફત મળશે જે જગા તથા જે દીવસ ઠરાવ્યે તેમાં વર પોતાની વહુની સાથે હાજર થવાને ને જો એકની ઉમર ૧૮ વરસની અંદર હોય તો તેના રક્ષકને પણ સાથે તેડી લાવવો,

| | પુરુષ | સ્ત્રી |
|---|---|---|
| નામ | ........ | ........ |
| ઉમ્મર | ........ | ........ |
| ગામ | ........ | ........ |
| બાપ અથવા રક્ષકનું નામ જો તમારી ઉમ્મર ૧૮ વરસના અંદર હોય ને તમારો બાપ અથવા રક્ષક હોય તો તેણે લગ્ન કરવાની રજા આપીને પોતાની સહી કરવી. | ........ | ........ |
| (વરને) શું તમારે કોઇ બીજી વહુ છે? | (વહુને, તમારે કોઇ બીજો વરછે શુ? | |
| ઉપર લખેલા કાયદા વાંચીને અથવા સાંભળીને તેઓને પાળવા સારૂં શુ તમે તઇયાર છો. શું કોઈ એથી અડચણ તમે જાણો છો કે જેથી તમારૂં લગ્ન ના થાય [અડચણ હોય તો લખો જણાવો કે તે કેવી છે | ........ | ........ |
| તમારા માથાપર ગમે તેવી હરકત આવે તોપણ તમારામાનું એકનું મરણ થાય ત્યારસુધી સાચા રહેસો શું ! | ........ | ........ |
| તમે બન્ને જણ ઇસુના ખરા સેવક થશો શું ! | ........ | ........ |
| શું તમારા લગનની વખતે મુકિતફોજનાં વાજીંત્ર જોઇએ છીએ. | ........ | ........ |
| | સહી ——— હા. પોતે | સહી ——— હા. પોતે |

# પરચુરણ વિષયો.

## Miscellaneous Matters.

### મોટા તહેવાર વીશે.

### Re. Hindoo and Christian Holidays.

હીંદુ તેહેવારને મુક્તિ પામેલા લોક કદીપણ ના પાળવા પણ મુક્તિની શભા કરવી. ઈસુના જન્મ દિવસે એટલે નાતાલ તે ડીસેમ્બરની ૨૫ મી તારીખે છે. ઇસુનો મરણનો દિવસ તે ફાગણ મહીનામાં આવે છે તેની તારીખને વાસ્તે ચાલતા વરસનું પંચાંગ જોવું.

આ બે મોટા તહેવાર પાળવા તેહેવારને દહાડે જે કઇ વધારે પ્રસંગ યુદ્ધ કરવાનો મળે તેમાં વધારે યુદ્ધ કરવું.

અનાજની કાપણીના વખતે પરમેશ્વરનો ભાગ તેને અરપણ કરવો કે તેની મોટી સભાનો તહેવાર થાય.

---

### સરકારી વસ્તી પત્રકમાં નામ લખવા વિસે સરવે સિપાઇઓને ખબર.

### Notice re. S. A. Soldiers and the Census.

જ્યારે વર્ષે વર્ષે ગામનું વસ્તી પત્રક લખાય છે. ને દર દશ વરસે આખા હિદુસ્તાનનું વસ્તી લખાય છે. ત્યારે મુક્તિ ફોજના સિપાઇઓએ પોતાના માબાપની નાત હિંદુ ના લખાવવી પણ પોતાની નાત એટલે મુક્તિ ફોજવાળા અથવા ખ્રિસ્તી લખાવવી જેમ મુસલમાન તથા પારસી લોકમાં તેમજ ખ્રિસ્તી લોકમાં પણ નાતનું નામ તથા ધરમનું નામ એકજ છે. એમ કદી ના લખાવવું કે હું મુસલમાન અથવા વાગુંઓ કે ઢેડ કે ભંગી કે ગરાશીઓ કે બ્રાહ્મણ છું.

કોઇ પણ વસ્તી પત્રક લખનાર જો તમારા કહ્યા પ્રમાણે ના લખે તો સરકાર ને અથવા અમને અરજી કરી જાહેર કરો.

---

### મુક્તિ ફોજના સામાન વિષે.

### Notice re–Mis appropriation of Army Goods.

૧૮૯૩ અગસ્ટ મહીના પછી મુક્તિ ફોજના સામાન એ જુદો ને અમલદારોનો અથવા સિપાઇનો સામાન તે પણ જુદો છે. જો કોઇ માણસ મેજરની રજા વગર મુક્તિ ફોજનો કાંઇ પણ સામાન જેમકે ખાટલો બતી વાજીંત્ર, ચોપડીઓ ધજા કામળી વીગેરે વેચી નાખે અથવા ધરેણે મુકે અથવા કઇ પણ મુક્તિ ફોજના નિમેલા મતાદારના હાથમાંથી જવા દે તો તેને માથે ચોરીનો દોષ અથવા વિશ્વાસઘાતનો દોશ મુકવામાં આવશે, ને જો કોઇ તે વેચાતો લે તો પણ તોહોમતદાર ગણાસે ! મેજરના હુકમથી તેના ઉપર ફરીઆદી કરવામાં આવસે. આ જાહેર ખબરના વખત

ના અગાઉ જે કોઇ માણસની પાસે જુનો લોધેલો સામાન હોય તે જો પાછો લાવે તો શીક્ષા નહી પામસે પણ ના લાવે તો પકડાએ પલટણ નો નીમેલો મતાદાર સામાન સંભાલ વાને વાસ્તે જવાબદારી છે ને તાલુક દારને જવાબ આપવો પલટણના અમલદારને કઇ પણ ચીજ લઇ જવા નો હુકમ નથી.

## ઉલડ વીશે.

### Riots.

જુઓ એક વાત છે:—જ્યારે કોઇ વખતે હુલડ થાય ને લોકો મારંમમારા કરવા માંડે ત્યારે જો કપતાંન કે બીજા આગેવાન જે હોએ તે કંઇ હુકમ નહી આપેતો સીધા આગળ ચાલો. ફોજમાં મજબુત રીતે રહેવું કદી છુટા ના પડો ને ધીક્કારવા લાએક બીહનારાની માફક હાથ જોડીને એમ ના બોલો કે "હે ભાઈ સાહેબ ના મારો" સુ તમને મુકિત મળી છે? ત્યારે હીમતવાન થાઓ એક સો માણુસ જો ફોજની માફક સીધા આગળ ચાલે ને હુકમ સાંભળીને એકદમ માને તો હજારોની ઉપર જય પામી શકે છે, પોતાના હાથમાં લાકડી કે હથીયાર ન હોઇ તોએ જીતસો.

## તાવની દવા.

### Fever Treatment.

ઘણું કરીને જ્યારે તાવ આવે છે, ત્યારે ઝાડો બરાબર થતો નથી માટે બીજી દવા પીવાની અગાઉ મેંડીઆવર અથવા દીવેલ નવટાંકનો જુલાપ લેવો. કશુ ખવાતુ નહોએ તોપણ ઝાડો સાફથાએ તેને માટે પહેલાં જુલાપ લેવો ને પછીથી રોજ કુઇનાઇન પીવું જયાં સુધી તાવ મટી જાએ ત્યાં સુધી જો ઝાડો થાએ છે તો જુલાપ નહીં લેવો પણ ફકત કુઇનાઇન પીવું.

# મુક્તિફોજમાં અર્પણ થાવ.

## CANDIDATES!

પ્રભુ કહે છે—" ચોકી કરનાર જયારે ત લવારને આવતી જુએ, ને બીંગલને ના વ ગાડે; ને લોકો ન ચેતેવે, અને તલવાર આ-વે, તેથી તેઓના જીવ લઇ લે, ત્યારે તે પો તાના અન્યાયમાં લેવાયો છે; ને તેનું રકત હું ચોકીદારના હાથથી માગીશ."

જો તેમને મુકિત મળી તો બીજાને મુકિત પમાડો, તેઓને ચેતાવો કે તેઓ નાશમાંથી ફરે.

એક વખત એક વહાણ સમુદ્રપર ચાલતું હતું એટલીવારમાં એક ભારે તોફાન થયું અને વાહાણ ભાગવા જેવું થયું અ ને મોજાએ બહુજ જોર કરયું, તેથી કોઇ માણસો સમુદ્રમાં પડીગયા અને ડુબી મર્યાપણ તેઓમાંથી એક માણસ તરીને કીનારાપર પોંચ્યો અને પોતે બચી ગયો તેથી બહુ આનંદ કરી પોતાના ઘરમાં ચાલી ગયો. તોપણ બીજા માણસો સમુદ્રમાં ડુબી મરે છે અને મારે તેઓને બચાવવા મદદ કર-વી પડશે. એવી તેણે કાંઇ ચીંતા નથી કરી.

તેવાજ પણ સિપાઇઓ તથા જમા-દારો છે જે પોતે બચી ગયા અને બીજાને મુકિત પમાડવા અરપણ નથી થતા. તેથી ન્યાયના દિવસમાં તમારા નાશ પામેલા ભાઇઓનુ લોહી તમારા હાતથી પ્રભુ માગ-શે. તારે તમે જોસો કે જો તમે મુકિત ફોજમાં અરપણ થયા હોત તો કેટલા હજારો લોકો બચત જે હમણાં નરકની આગમાં બળે છે.



### જમાદારો તથા સિપાઇઓ

### પરમેસ્વરની આગળ તમે જવાબદારીછો.

એક માણસ રસ્તાપર જતો હતો એ-ટલામાં તે એક તલાવ પાસે આવી પહોં-ચ્યો જેમાં તેણે એક છોકરાને ડુબી મરતો જોયો તેથી તે માણસ વીચાર કરવા લા-ગ્યો કે શેહેરમાં મારે કામ છે માટે વધારે વખત નથી, એમ કહીને ચાલતો થયો.

પછી તે રસ્તે થઇને બીજા માણસ આવ્યા અને તે છોકરાને ડુબી મરતો જોઇ એમ કહ્યું કે જો હું ઉતાવળ નહીં કરું તો ખાવાને લીધે મોડું થશે માટે માં-રાથી નહીં રહેવાય અને તે પ્રમાણે ઘણા લોક છોકરાને ડુબી મરતો જોઇ બાનું કાઢી ચાલ્યા ગયા, અને એટલામાં છોકરો મરણ પામ્યો.

જે માણસોએ છોકરાને મારતો જોયો પણ તેને બચાવવા હાથ લાંબો કરયો નથી તેવા માણસ તમને કેટલા ખોટા લાગતા હશે અને તેઓની હાલત કેવી કઠણ તથા દયા વગરની હતી. પણ આ માણસો-પર વધારે દોશ મેલો ત્યાર પહેલાં તમે વીચાર કરો કે જો તમને મુકિત મળી છે તો નક્કી જાણો કે તમારી આસપાસ એક છોકરો નહીં પણ હજારો લોક જેમાં તમારા પોતાનાં સગાંવાહાં પણ છે ને તેઓ પાપના સમુદ્રમાં ડુબી જાયછે અને તમે તેઓને બચાવા દોડતા નથી પણ ઘર અને સામાન અને કુટુંબની ચીંતા રાખી તેઓને ડુબી મરવા દો છો. એ માટે તે માણસ કરતાં તમારી હાલત વધારે કઠણ તથા અફસોસ ભરેલી છે.

## મેજર ઇશ્વરદાસથી કાગળ

### સઘળા અમલદાર તથા જમાદાર તથા સીપાઇઓની ઉપર.

મારા પ્રિય અમલદારો તથા સુબેદારો તથા જમાદારો તથા સિપાઇઓ લખવાનું જે તમે બધાએ સાંભળ્યુ હશે કે એક મહીનામાં ૧૩૭૨૮ માણુસે ગુજરાત દેશમાં મુક્તિ લીધી તેથી ગુજરાતનુ નામ આખા જગમાં પ્રખ્યાત થયું છે અને આખા જગતમાં લોકો અચરતી પામીને ગુજરાત દેશપર નજર રાખે છે કે હવે શુ થવાનું છે. એટલુંજ નહીં પણ સ્વર્ગમાં દુતો કેટલું બધું ધ્યાન તમારાપર રાખેછે કેમકે ગુજરાતનુ તારણુ તમારા હાથમાં છે. મોટી લડાઇ ચાલે છે જેવી હજુ જગતમાં કોઇ દીવશ થઇ નથી અને જો મુક્તિફોજ જીતસે તો આખુ જગત બદલાઇ જશે અને જો સેતાન જીતશે તો તમારી હાર સંપુરણુ થશે અને તમને દુખ તથા અપમાન તથા અફસોસ થસે. પ્રભુએ તમને એવો પ્રસંગ આપ્યો છે કે તેના જેવો હજુ કોઇને મલ્યો નથી. હવે આ પ્રસંગ તમે પકડશો કે નહીં? ગુજરાત દેશનું તારણુ કોઇ અંગરેજી માણુસના હાથમાં નથી પણુ તમારા હાથમાં છે. તમે ઉઠસો કે નહીં? જો તમે ઘર તથા જંજાલ તથા બધી જગતની ચીંતા મુકી મુક્તિ ફોજમાં અરપણુ થઇ લડાઇમાં આવશો તો ગુજરાત બચસે અને જ્યાં હમણા દુઃખ છે ત્યાં સુખ તથા શાંતી થશે અને બધી જગ્યામાં ફોજ ચડસે. ઝંડાઉડસે વાજીંત્ર વાગસે અને ઉચ તથા નીચ સઘળી જાતો પાપ મુકી ઈસુ ખ્રીસ્તની ગમ ફરસે પણુ જો તમે ઘરમાં બેશી રહો તો આ પ્રસંગ વીતી જસે ને કોઇ બીજાને અપાસે ને તમારો મુગટ લેલેવાસે અને કોઇ બીજા લોકોને અપાશે ને તમારી ઉપર ઇશ્વરનો કરોધ ભયંકર રીતે ઉતરી આવસે, તેથી તમારી હાલત પહેલા કરતાં વધારે અફસોસ તથા દુખી થસે.

હવે તમે શું કરવાનાછો, અરપણુ થસો કે નહીં? બાતુના કહાડો ખાવા પીવાની કશી ચીંતા નારાખો, પ્રભુછે અને તે તમનેબોલાવેછે એટલુ તમારા વાસ્તે બસછે. તેનાપર ભરોસો રાખી આવો, અરપણુ થાર અને તમારા પોતાના દેશને બચાવવા ચાલી જાઓ.

પ્રભુ તમને આશીરવાદ આપો

હુ છુ તમારો પ્રીય મેજર.

ઇશ્વરદાસ.

---

## ઉમેદવારો જોઇએ છીએ.

"શું મને અરપણુ કરોછો? હું જમાદાર છું" એવું કોઇ માણુસે મને કીધું પણુ એમ નહી કહેવું આ યુદ્ધમા જમાદારનો હોદ્દો લેઇને તમારે માથે થોડુંજ કામ લીધુંછે પણુ તમારાથી વધારે લેવાએ અમલદાર થઇને કામ માંપિ લેવું. જમાદારોને તથા સિપાઇઓને પરમેશ્વર શું કહીને બોલાવે. છે તે નીચે લખેલું જોજો.

૧ ઇસુએ કહ્યું છે કેજો તું પુરો થવા ચાહેતો જઇને જે કંઇ તારૂ છે તે વેચીને દરદ્રીઓને આપીદે એટલે આકાશમાં તને દ્રવ્ય મળશે ને આવીને મારી પાછળ ચાલ. પણુ તે જુવાન એ વાત સાંભળ દલગીર થઇને ચાલ્યો ગયો કેમકે તેની મીલકત ઘણી હતી. માત્થી ૧૯—૨૧

૨ ઇશુ પોતાના શીષ્યોને કહેછે કે ફસલ પુરાષ્કળછે ખરી પણુ મજુરો થોડા છે એ માટે તમે ફસલના ધણીની પ્રારથના કરોકે પોતાની ફસલને સારૂ મજુરો મોકલે માત્થી. ૯—૩૭—૩૮.

૩ ઇસુ કહે છે કે મારી પાછળ આવો

ને હું તમોને માણુસોના પકડનારા કરીશ માત્થી. ૪—૧૯—૨૦

૪ સંભળાવનાર વગર(પાપીઓ) કેમ સાંભળશે વળી તેઓ મોકલાવ્યા વગર કેમ સાંભળશે.

" વધામણીની સુવારતાના સંભળાવનારાઓના પગો કેવા સુંદરછે" રૂમી ૧૦—૧૪

૫ ઇસુ કહેછે કે કોઇ માણુસ પોતાનો હાથ હળપર મુકીને પછવાડે જુએ તે દેવના રાજ્યને યોગ્ય નથી. લુક ૯—૬૨

મા બાપના હુકમથી અથવા મીત્રની ઇચ્છાથી પરમેશ્વરનો હુકમ માનવો ને તેની ઇચ્છા કરવી

વાણીઆથી રોકઇ નહીં રહેવું કેમકે પરમેશ્વર તમારી પાસે વધારે દેવું માગે છે એટલે એ કે તમારૂ તન, મન ને ધન તેને સોપી દેવું.

---

# યુધ્ધ અમલદાર થાઓ.

*Be an Officer!*

હરેક જે સિપાઇ અરપણ થઇ શકે છે તેણે તો અરપણ થવુંજ એ તેની ફરજ છે ને અરપણ જો નહી થાય તો તેના માથાપર નરકમાં જનારા પાપીઓનું લોહી થશે. ને અરપણ થયા વગર એવા માંણુસની પુરી મુકિત નહી રેહેશે.

વિલમ ના કરો.

જો તમારી આગળ રસ્તો બરાબર ના દેખાતો હોય તો પણ તમારા મનમાં એમ લાગે છે કે પરમેશ્વર મને બોલાવે છે, ને મરનાર પાપી લોક બોલાવે છે તો પ્રાર્થના કરો, આગળ ચાલો, ને કોઇ પણ માણુસ અથવા કોઇ પણ ચીજ તમને રોકી નહી શકે. આપણા સેનાપતી જનરલ બુદ્ધ કહે છે કે દરેક દશ માણુસમાંથી એક તો આગેવાન થઇ શકે છે.

ઇસુ ચરણ.

---

હું મારો તારનારનો ઘણો મોટો ઉપકાર માનુંછું કે, આ જગતમાં તેણે મને સઘળા પાપથી તારયો છે, તેથી હું આનંદ કરૂંછું ને મારા મનને ઘણી શાન્તી પ્રભુએ આપી છે. ને હું જયાં જયાં જાઉં છું ત્યાં તે મને જય પમાડે છે.

નરસી ગોપાલની સાકશી.



# જાગો! જાગો!! જાગો!!!

## " તમે જગતને બળતું જોશો તે દહાડે "

પાપી લોક નર્કમાં નખાશે એ માટે જો તમને મુકિત મળી છે તો જાગી ઉઠો અને અર્પણ થઇ બીજાને મુકિત પમાડો.

# અર્પણ થાવ! અર્પણ થાવ!!

## જમાદારો તથા સિપાઇઓ

હાલમાં લડાઇને વાસ્તે પ્રભુ લાયક માણસ માગે છે; માટે જલદી અરપણ થઇને યુદ્ધમાં ચાલી જાઓ, નહીંતો ન્યાયના દિવસમાં તમે ઇશ્વરની આગળ ઉભા રહી નહીં શકશો. ઘરની ચીંતા મુકી દો, જગની ચીંતા મુકી દો, ધનની ચીંતા મુકી દો, પાપી લોક નાશમાં જાય છે, જીવન ટુંકું જાણી ઉઠો અને મુકિત ફોજની ધજા તળે જગને તારવા લડો.

પ્રથ્વિનો નકશો.




આખુ જગત ઇસુને વાસ્તે



# બૈબલ વીશે.

## THE BIBLE.

ઇશ્વર પ્રેરણાથી પવીત્ર શાસ્ત્રનું નામ **બઈબલ** છે તેજ સત્યવેદ છે. તેના ભાગ છે. પહેલો ભાગ જે મોટો છે તેતો **જુનો કરાર** કહેવાએ છે. ને બીજો નાનો ભાગ **નવો કરાર** કહેવાયે છે, ઇસુના આવ્યાની અગાઉ જુનો કરાર (હેબ્રી ભાસામાં) લખેલો હતો ને તેની અંદર વીષેશકરીને

(૧) **ઈતીહાસની** વાત છે,—જગતની ઉતપતી વીષે ને જગતની તથા વીષેશ કરી ને પ્રમેશ્વરના પસંદ કરેલા લોકો એટલે ઇશ્રાએલના લોકો તેના ઇતીહાસ.

(૨ જુ) પ્રમેશ્વરનું **નીયમશાસ્ત્ર** માણુસને વાસ્તે.

(૩ જુ) ઇસુના આવવા વીષે તથા સર્વે શ્રષ્ટીમાં તેનુ રાજ તથા તેની **ભવીષ્ય** વાતો.

ઇશુના ગયા પછી નવો કરાર (હેલેની ભાશામાં) લખાયો ને તેની અંદર વીષેશ કરીને.

(૧ લુ) ઇસુનુ ચરીત્ર વર્ણન તેના ઉપદેશ તેના ચમતકારો તેનુ **મરણ**, પુનશ્સ્થાન તથા તેના સ્વર્ગમાં ચડયા વીષે. માથી મારક, લુક તથા યોહાન એ ચાર શીષોની ચાર લખેલી **સુવારતા** તથા.

(ઇશુ ગયો ત્યાર પછીની વાત] **પ્રેરીતાનાં કૃત્ય**

[૨ જો] ખ્રીસ્તી મંડલીઓની ઉપર લખેલા બોધપત્ર, મુખ્ય પ્રેરીતો પીતર, યાકુબ, યોહાન તથા પાઉલનથી લખેલા.

[૩ જો] ઇસુ તથા સ્વર્ગી મહા મહીમામાં તેનું રાજ તેનું ભવીશય તથા **પ્રકટીકરણ** યોહાનને દખાડેલું.

ઇસુકહે છે, તમે શાસ્ત્ર તપાશી જુઓ, કેમકે તેઓથી તમને અનત જીવન છે, એમ તમે ધારો છો, ને તેઓ મારા વીષે શાહેદી આપે છે તેઓ એજ છે.

# ખાસ બૈબલ વાંચન, જુના કરારમાં.

*Special Bible Readiugs (Old Testanment.)*

| | પુસ્તક. | અધ્યાય. | કલમ. |
|---|---|---|---|
| પ્રથ્વીની ઉત્પતિ ... ... ... ... | ઉત્પતી | ૧ | |
| પેહેલાં માણસની પેદાશ ... ... ... ... | ” | ૨ | |
| માણસ પાપમાં પડયાં ... ... ... ... | ” | ૩ | |
| જળ પ્રલયે આખા જગતમાં ... ... ... | ” | ૭—૯ | ૧–૧૭ |
| સદોમ તથા ગમોરા શેહેરોનો નાશ ... ... ... | ” | ૧૮ | ૧૫ |
| ઈબ્રાહીમ તથા ઈસહાકનું અરપણ ... ... ... | ” | ૨૨ | ૧–૧૯ |
| યાકુબનું સ્વપ્નું ... ... ... ... | | ૨૮ | |
| યુશફનું ચરીત્ર વરણન;–ગુલામપણામાં વેચાયો તથા ગવરનર સાહેબ થયો; કેદમાં ન ખાયો; રાજા થયો, દેશને તથા પોતાના ભાઇઓને બચાવ્યા ... ... ... | ” | ૩૭—૫૦ | |
| પરમેસ્વર, સૈન્યાપતી મુસા ઈસ્રાએલ દીકરા ગુલામપણામાં, તથા ફારૂનરાજા ... ... ... ... | નીરગમન | ૧–૭ | |
| પરમેશ્વરના સંતાપો મીસર દેશ ઉપર ... ... | ” | ૮–૧૩ | |
| ફારૂનરાજાનો નાશ, દરીયા જુદા પડયા ... ... | ” | ૧૪ | |
| સૈન્યાપતી મુસા તથા ઈસ્રાએલ દીકરા રાનમાં; ખાવાનું આકાશથી પડયું ... ... ... ... ... | ” | ૧૫–૧૮ | |
| ભયંકર સીનાય પહાડ; દેવની આજ્ઞા ... ... ... | ” | ૧૯–૨૦ | |
| મુસા તથા ઈસ્રાએલ દીકરા અરણ્યમાં ... ... | ” | ૨૩–૨૪ | |
| ” ” ” ... ... ... | ” | ૩૨–૩૫ | |
| ” ” ” ... ... ... | ગણના | ૧૧–૨૫ | |
| સુડા ખોરેનો બલવો ... ... ... ... | ” | ૧૬ | |
| પીતળનો સાપ ... ... ... ... | ” | ૨૧ | |
| રાજ નીયમો ... ... ... ... | પુનરનીયમ | ૧–૧૧ | |
| મુસાનું ઉશકેરણ ... ... ... ... | ” | ૨૯–૩૦ | |
| ઈસરાએલ પુત્રનો સીખામણ અરણ્યમાં ... ... | ” | ૩૧–૩૪ | |
| યહોશુઆ તથા લડાઈઓ ... ... ... ... | યહોશુઆ | ૧–૧૦ | |
| યેરીખો શેહેરનો હાર ... ... ... ... | ” | ૬ | |
| આખાનનું પાપ ... ... ... ... | યહોસુઆ | ૭ | |

| | પુસ્તક. | અધ્યાય. | કલમ. |
|---|---|---|---|
| ,, ખરો ઉપવાસ ... ... ... ... | ,, | ૫૮ | |
| ,, ભવીષ્ય ... ... ... ... ... | ,, | ૬૦ | |
| ,, મસીહાનું કામ; સતયુગ ... ... ... | ,, | ૬૧ | |
| ચોકીદાર, આત્મા લોકપર ... ... ... ... | હજકીયાલ | ૩૩ | |
| દાનિયલ ગુલામપણામાં ... ... ... ... | દાનીયલ | ૧ | |
| નબુખદનેસરરાજા; દેવરાજ જયવાન ... ... ... | ,, | ૨ | |
| ભઠીમાં દુખ પામ્યા વગર દેવ સાથે ... ... ... | ,, | ૩ | |
| રાજા જનાવરરૂપ થયો ... ... ... ... | ,, | ૪ | |
| બેલશાસર રાજાનો છુંલ્લુ ભોજન ... ... ... | ,, | ૫ | |
| દાનિયલ સીંહોના બીલમાં ... ... ... ... | ,, | ૬ | |
| રાજ્યાસનપર દેવ બાપ તથા દીકરો ... ... ... | ,, | ૭ | |
| દાસીઓ તથા દાસો તારનારા થશે ... ... ... | યોએલ | ૨ | ૨૯ |
| યુના ભવીસ્યવાદી ... ... ... ... | યુના | | |
| રાજની વાત; હઠીજણાની વાત ... ... ... | મીકાહ | ૪–૬ | |
| હઠી જનારા; ધરમપોશણ ને યુધ | મલાકી | ૩–૪ | |

# નવો કરાર

## New Testament.

### ઇસુ ખ્રિસ્તનું ચરીત્ર વરણ.

| | |
|---|---|
| હુકમો, વચનો, પ્રદરશાન, ચેતવણી, ચમતકારો, ... ... | માત્થી મારક લુક તથા યોહાનની આખીચાર સુવારતા- |
| ઇતીહાસ, પ્રકટીકરણ; ભવીસ્થ, મુકિત, ... ... ... | |
| પવિત્રાઇ, યુધ, સુવારતા, રાજ્ય, ... ... ... | |
| નીયાયના દીવસની વાત, સ્વરગ, નરક ... ... ... | |
| શેતાન, ઇંસુનુ મરણ, સજીવન, તથા સરવ વાતો ... ... | |
| દુન્યાની વચમાં પ્રેરીતોનાં કૃત્ય ... ... ... ... | |
| ( ઇસુ ગયો ત્યાર પછી ) ... ... ... ... | |
| સેન્યાપતી પાઉલ પ્રેરીતનું રૂમીઓને પત્ર | |
| ,, ,, કરીંથીઓને પહેલું ,, | |
| ,, ,, ,, બીજું ,, | |
| ,, ,, ગલાતીઓને ,, | |
| ,, ,, એફેસીઓને ,, | |
| ,, ,, ફીલીપીઓને ,, | |
| ,, ,, કલસીઓને ,, | |
| ,, ,, થેસાલોનીકીઓનેપહેલું ,, | |

| | પુસ્તક. | અધ્યાય. | કલમ. |
|---|---|---|---|
| ,, ,, ,, બીજું ,, | | | |
| ,, ,, તીમોથીને પેહેલું ,, | | | |
| ,, ,, ,, બીજું ,, | | | |
| ,, ,, ફીલેમોનને ,, | | | |
| ,, ,, હેબ્રીઓને ,, | | | |
| બીજા પેરીતનું પત્ર યાકુબનું ,, | | | |
| ,, ,, પીતરનું પેહેલું ,, | | | |
| ,, ,, ,, બીજું ,, | | | |
| ,, ,, યોહાનનું પેહેલું ,, | | | |
| ,, ,, ,, બીજું ,, | | | |
| ,, ,, ,, ત્રીજું ,, | | | |
| ,, ,, યહુદાનું ,, | | | |
| ઈસુ મહા મહીમામાં ... ... ... ... | પ્રકટીકરણ | ૧ | |
| મંડળીઓને ઈસુની વાત ... ... ... ... | ,, | ૨—૩ | |
| દેવ લોકમાં નવું ગીત ... ... — ... | ,, | ૫ | |
| ઈસુને લીધે પ્રાણ ત્યાગીઓ; ... ... ... | ,, | | |
| તારા પડેછે, આકાસ ફાટી જાએછે ... ... ... | ,, | ૬ | |
| દેવલોક ... ... ... ... ... | ,, | ૭ | |
| ,, તથા નરક ... ... ... — | ,, | ૧૪ | ૧—૧૩ |
| મંડળી " હલવાનની કનયા " ... ... ... ... | ,, | ૧૯ | ૧—૬ |
| [illegible]જીવન ન્યાયનો દીવસ તથા નરક ... ... ... | ,, | ૨૦ | |
| સ્વરગ ... ... ... ... ... | ,, | ૨૧—૨૨ | |



# વીષેશ સારી ચોપડીઓ.

## મુક્તિના સીપાઈઓને વાસ્તે

*Books specially recommended.*

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| મુક્તિફોજની ચોપડીઓ | બૈબલનો જુનો કરાર કીંમત | ૦—૧૨—૦ |
| | „ નવો કરાર | ૦—૮—૦ |
| | મુક્તિના શીપાઈઓનો ગ્રંથ. | ૦—૧—૦ |
| | મુક્તિનાં ગીતો | ૦—૧—૦ |
| | મત્રીત્રાધ. | ૦—૦—૬ |
| | જંગીપોકાર મહીને મહીને | ૦—૦—૩ |
| | સેનાપતિ જનરલબુથનું ચરીત્ર વરણન. | ૦—૧—૦ |
| | ફકીરસીંગ (એટલે ટક્કર સાહેબ.) ચરીત્ર વરણન | ૦—૦—૩ |
| | મુક્તિ એટલે શું | ૦—૦—૯ |
| બીજી સારી ચોપડીઓ | સુવાર્તાંતો ભાગ ૧ લો | ૦—૪—૦ |
| | „ ભાગ ૨ જો | ૦—૪—૦ |
| | ખ્રીસ્તી મંડલીનો ઈતીહાસ | ૦—૧૨—૦ |
| | હરદય દરપણ | ૦—૧—૩ |
| | બોધ પર બોધ | ૦—૪—૦ |
| | અફણો દાય | ૦—૪—૦ |

આ બધી ચોપડીઓ મુક્તિફોજનાં મુખ્ય થાણામાં વેચાતી મલે છે.

# હિંદુસ્તાનનો નકશો.

એમાં ધજાની નીશાનીથી મુક્તિફોજના ઉઘાડેલા પ્રાંતો દેખાય છે.




૧ ગુજરાતી તથા ભીલ.

૨ રામેશ્વર

૩ લંકા

૪ મરાઠા તથા મુમઈ

૫ અયોધ્યા

૬ સંથાલ તથા કલકતા

૭ મદ્રાસ

સન ૧૮૯૪

# નોંધ.

દેવની દસ આજ્ઞામાંની પેહેલી તથા બીજી આજ્ઞામાં સુધારો કરયો છે તે આ પ્રમાણે જોઇએ.

દેવ આ સર્વ વાતો કહીને બોલ્યો;

1 હું પ્રભુ તારો દેવ છું જે તને મીસર દેશમાંથી એટલે દાસપણાના ઘરમાંથી તને કહાડી લાવ્યો; મારી સન્મુખ તને બીજા દેવો ન હોય.

2 તું પોતાને સારૂ કોઇ કોરેલી મુરતી ના કર; જે ઉપર આકાશમાં કે જે તળે ભુમિમાં, કે જે ભુમિની તળે પાણીમાં તેઓની કંઇ પ્રતીમા ન કર; તું તેઓની આગળ ન નમ, ને તેઓની સેવા ન કર; કેમકે હું પ્રભુ તારો દેવ આસ્થાધારી દેવ છું, જેઓ મારો દ્વેશ કરે છે તેઓની ત્રીજી ચોથી પેઢી સુધી બાપોના અન્યાયને છોકરા પર જોઇ લેનાર ને મારા પર જે પ્રીતિ કરે છે ને મારી આજ્ઞા પાળે છે તેઓની હજારો પેઢી પર દયા કરનાર છું.

## મસિહનો નકશો.




આખું જગત ઇસુને વાસ્તે.




બહાર પલટણમાં સિપાઇઓ જાય છે.